# રાસચંદ્રિકા

ભાગ ૧-૨ સાથે

અરદેશર ફરામજી ખબરદાર



ત્રણ રૂપિયા

'એક કિરણું છે ઊતર્યું આકાશથી રે લોલ,

એનાં દેવદીધાં બિન્દુઓમાં તેજ જો:

વહાલાં! આવો, એ આત્મમાં સમાવીએ રે લોલ!'

## ખબરદારનાં અન્ય સર્જનો

# કલ્યાણિકા

ભક્ત હૃદયની આરઝૂ અને તત્વ-ચિંતનના ગાંભીર્યથી તરબોળ સુગેય લોકપ્રિય ઢાળોમાં રચાયેલાં ભાવ-વાહી કાવ્યો અને ભજનોનો નવો સંગ્રહ, ટિપ્પણ સાથે : રૂ. બે



# દર્શનિકા

આધ્યાત્મિક તત્વચિંતનથી ભરપૂર, સરળ શૈલી અને એકજ છંદ વડે ઊર્મિ અને અર્થનો સમન્વય સાધતું ૬૦૦૦ પંક્તિનું સળંગ મુક્તકમય લોકપ્રિય દીર્ઘ કાવ્ય. સુધારેલી નવી આવૃત્તિ. રૂ. ત્રણ



# રાષ્ટ્રિકા

"ભારતનો ટંકાર" સિવાયનાં પ્રારંભથી અત્યાર સુધીમાં પ્રસંગે પ્રસંગે નવનવા છંદો ને રાહોમાં લખાયેલાં અને અતિ લોકપ્રિય થયેલાં પ્રેરક ને જુસ્સાદાર ૭૨ રાષ્ટ્રિય કાવ્યોનો અદ્વિતીય સુંદર સંગ્રહ : રૂ. અઢી

# કર્તાનાં પ્રગટ અને અપ્રગટ પુસ્તકો

**ગુજરાતીમાં**

| | | | |
|---|---|---|---|
| ૧ કાવ્યરસિકા | ... ... | કિંમત રૂ. | ૧–૮–૦ ( પૃ. ૧૮૮ ) |
| ૨ વિલાસિકા | ... ... | ,, | ૧–૮–૦ ( ,, ૨૦૦ ) |
| ૩ પ્રકાશિકા | ... ... | ,, | ૧–૪–૦ ( ,, ૧૮૨ ) |
| ૪ મલબારીનાં કાવ્યરત્નો | ... | ,, | ૩–૦–૦ ( ,, ૪૫૦ ) |
| ૫ ભારતનો ટંકાર ( બીજી આવૃત્તિ ) | | ,, | ૧–૦–૦ ( ,, ૯૦ ) |
| ૬ સંદેશિકા | ... ... | ,, | ૧–૦–૦ ( ,, ૧૮૮ ) |
| ૭ કલિકા ... | ... ... | ,, | ૨–૦–૦ ( ,, ૨૬૦ ) |
| ૮ ભજનિકા ( બીજી આવૃત્તિ છપાય છે ) | | ,, | ૨–૦–૦ ( ,, ૧૬૦ ) |
| ૯ રાસચંદ્રિકા, ભાગ ૧ લો, (ઊંચા કાગળ) | | ,, | ૦-૧૪-૦ ( ,, ૧૨૦ ) |
| ,, ,, ગીલ્ટ પુઠું | | ,, | ૧–૪–૦ ( ,, ,, ) |
| ૧૦ દર્શનિકા (બીજી આવૃત્તિ) | ,, | ,, | ૩–૦–૦ ( ,, ૪૪૦ ) |
| ૧૧ પ્રભાતનો તપસ્વી અને કુકકુટદીક્ષા ( બીજી આવૃત્તિ ) | | ,, | ૦–૮–૦ ( ,, ૭૦ ) |
| ૧૨ કલ્યાણિકા | ... ... | ,, | ૨–૦–૦ ( ,, ૧૭૬ ) |
| ૧૩ રાષ્ટ્રિકા | .... ... | ,, | ૨–૮–૦ ( ,, ૨૪૮ ) |
| ૧૪ રાસચંદ્રિકા, ભાગ ૧–૨ સાથે | | ,, | ૩–૦–૦ ( ,, ૩૦૪ ) |

**અંગ્રેજીમાં**

| | | | |
|---|---|---|---|
| ૧૫ The Silken Tassel ... | | ,, | ૨–૮–૦ ( ,, ૧૩૬ ) |

## હવે પછી છપાશે

૧૬ કેટલાંક પ્રતિકાવ્યો
૧૭ પ્રભાતગમન (વર્ણનકાવ્ય)
૧૮ લખેગીતા
૧૯ ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય
૨૦ ગુજરાતી કવિતાની રચનાકળા ( મુંબઇ યુનિવર્સિટી તરફથી )
૨૧ મનુરાજ નાટક (અખંડ પદ્યમાં)
૨૨ અમરદેવી નાટક
૨૩ યુગરાજ મહાકાવ્ય
૨૪ ગદ્યસંગ્રહ, ભાગ ૧ લો
૨૫ ગદ્યસંગ્રહ, ભાગ ૨ જો
૨૬ Leaf and Flower
૨૭ The Rest-House of the Spirit

# રાસચંદ્રિકા

ભાગ ૧-૨ સાથે

અરદેશર ફરામજી ખબરદાર

ત્રણ રૂપિયા

મુંબઇ                                        ઇ. સ. ૧૯૪૧

: પ્રકાશક :
અરદેશર ફરામજી ખબરદાર
૭૮૮, પારસી કોલોની, દાદર,
મુંબઇ–૧૪

ઇ. સ. ૧૯૪૧
સંવત ૧૯૯૭





રાસચંદ્રિકા
ભાગ ૧ લો
ત્રીજીવાર
—
ભાગ બંને સાથે
પહેલીવાર
૧૧૦૦

: મુદ્રક :
અમૃતલાલ પ્રભાશંકર સાતા,
સ્ટેટ્સ પીપલ પ્રેસ,
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ

વિદ્યાભૂષણ, શાસ્ત્રવિશારદ,
સાહિત્ય, કવિતા અને કળાના ઊંડા અભ્યાસી અને કદરદાન,
મારા પરમસ્નેહી અને પરમહિતચિંતક,

**ડૉ. એરચ જહાંગીર સોરાબજી તારાપોરવાળાને**

આભારની ઊંડી લાગણી સાથે

## અર્પણ

*

(અમ રે સાથે શું રાજ ! માયા ઉતારી)

મનડાંનાં મોતી ને હૈડાંના હીરા,
અણગણ ગુણભરી ગિરા :
હો વીરા !
એનાં તે મૂલ્ય કોણ મૂલવશે મહીમાં ?

દિલથી નહીં દીઠું તે દીઠું નહીં આંખે,
દિલની દિલાવરી જે ચાખે :
હો વીરા !
એનાં તે મૂલ્ય કોણ મૂલવશે મહીમાં ?

ધગતા રણે પડી જે પ્રભુને સંભારે,
પ્રભુશા આવી ત્યાં કર ધારે :
હો વીરા !
એનાં તે મૂલ્ય કોણ મૂલવશે મહીમાં ?

ગંગાનાં જળ ઝંખ્યાં તોયે ના દીઠાં;
પાયાં દેવગંગાનાં અમી મીઠાં :
હો વીરા !
એનાં તે મૂલ્ય કોણ મૂલવશે મહીમાં ?

કરુણા કરુણાળુનાં નયને ને હૈયે,
પ્રભુજીનો સ્નેહ જ્યાંથી લહિયે :
હો વીરા !
એનાં તે મૂલ્ય કોણ મૂલવશે મહીમાં ?

ડૂબતો ઉપાડ્યો ને નાવે બેસાડ્યો,
આંસુ લૂછીને હૂંફે લાડ્યો :
હો વીરા !
એનાં તે મૂલ્ય કોણ મૂલવશે મહીમાં ?

દેવોનો વહાલો ને સ્નેહીનો માળો :
લાખોમાં એક કો નિરાળો !
હો વીરા !
તારાં તે મૂલ્ય કોણ મૂલવશે મહીમાં ?

**અરદેશર ફરામજી ખબરદાર**

# ચોકપ્રવેશ

રાસ અને ગરબાની લલિત રસકુંજ ગુજરાતની પરમ આનંદદાયક વિશિષ્ટતા છે. પરપ્રાંતના યે જે જે રસિકજનોએ એ રસકુંજમાં વિહાર કરીને તેની મોજ ચાખી છે, તે તે સર્વ તેનાથી અતિ તુષ્ટમાન થઇને ફરીફરી તેનો લાભ લેવા ઉત્સુક રહે છે. શ્રીકૃષ્ણના ગોપીઓ સાથેના રાસની કલ્પના મૂર્ત્તરૂપે ખરી હોય તો એ ગરબારાસની પરંપરા હજારો વર્ષથી ચાલુ રહી ઊતરી આવી છે. ગુર્જરભૂમિનું લાલિત્ય, ગુર્જરજનની રસિકતા અને ગુર્જર-સુંદરીની કલાકુશલતા જ્યારે આ ગરબાની સંગીત, નૃત્ય અને શબ્દની ત્રિવેણીમાં યોગ પામે છે, ત્યારે એને જોનાર-સાંભળનાર સૌ કોઇના આત્માના તારમાં કોઇક સ્વર્ગીય આનંદનાં અદ્દભુત આંદોલનો જાગી ઊઠે છે. નવીન સંસ્કૃતિને નામે નવી ગુર્જરસુંદરી ગમે તે નવીન તત્ત્વો અપનાવે અને તેમાં ભલે રાચે, પણ સનાતન ગુર્જરસુંદરીના અમર સૌંદર્યને પ્રફુલ્લપણે પ્રગટાવતી આ ગરબાની પરંપરા તો તે કદી વિસારે મૂકે નહીં, અને રજનીના તારકઝળતા આભગરબાની જેમ તે તેને દિનપ્રતિદિન અખંડ હુલાવતી રહે અને તેનો અમર આનંદનો વારસો હવે પછીના આવતા જમાનાઓ માટે પણ અણમૂલ્યો મૂકી જાય, એવી આશા સૌ સાચા ગુજ-રાતીના હૃદયમાં ટમટમ્યા કરે છે.

આજ સુધીના મારા પ્રગટ-અપ્રગટ તમામ રાસગરબાનો આ સંગ્રહ ગુજરાતના હસ્તમાં મૂકતાં મને આનંદ જ થાય છે. ચોમાસે ચોમાસે નદીમાં પૂર આવ્યા જ કરે છે, તેમ ગુજરાતના કવિઓનાં રસપૂર પણ જમાને જમાને આપણા ગરબાની નદીમાં વહેતાં થઇ તેમાં નવો પ્રાણ પૂરતાં જ જશે. એ પૂરની સાથે કચરોકાદવ પણ ધસડાઇ આવશે, પણ આખરે તો એ બધો નદીને તળિયે કે કિનારે બેસી જશે, અને નિર્મળ નીર જ નદીના જીવનને વહેતું રાખશે ને તરસ્યાંની તરસને છિપાવીને ઉપકારક બનશે. આ સંગ્રહ-માંના રાસગરબાને બની શકે તેટલા નિર્મળ ને ઉપકારક રાખવાનો મેં પ્રયત્ન

કર્યો છે. પાંત્રીશ વર્ષથી ગુર્જરસુંદરીઓએ એમાંના ઘણા રાસને પોતાને કંઠે ઉતારીને શોભાવ્યા છે, અને બીજા ઘણા નવા જે આ સંગ્રહમાં હમણાં એકત્ર બનીને પ્રગટ થાય છે, તેને પણ એવી જ રીતે ધારણ કરશે, એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે. ગુજરાતનો આત્મા જેમાં બોલે છે, તેના આ નવા સૂર ગુર્જરસુંદરીને જરૂર આકર્ષશે અને તેના સુમધુર કંઠને જગાડશે.

"રાસચંદ્રિકા" નો પહેલો ભાગ પ્રથમ ઇ. સ. ૧૯૨૯ માં પ્રગટ થયો હતો તેમાં ૫૧ રાસ હતા. એની બે આવૃત્તિ થઇ ગઇ છે ને ત્રીજીની રાહ જોવાતી હતી. પણ હવે હું મારાં બધાં કાવ્યોના અમુક વિભાગવાર જ સંગ્રહો કરું છું, એટલે ભજનોના તથા રાષ્ટ્રગીતોના સંગ્રહો પછી મારા તમામ જૂના નવા રાસોનો આ એક જ સંગ્રહ પ્રગટ કરું છું. પહેલા ભાગના ૫૧ રાસ, "વિલાસિકા" થી "રાષ્ટ્રિકા" સુધીના મારા બીજા કાવ્યસંગ્રહોમાંથી ચૂંટી કાઢેલા ૪૩ રાસ, અને છેલ્લાં થોડાં વર્ષોમાં સામયિકોમાં પ્રગટ થયેલા તેમ જ કેટલાક અપ્રગટ રહેલા મળીને ૩૧ રાસ—એમ ૧૨૫ રાસ આ સંગ્રહમાં લીધા છે. વળી જે ગૃહજીવનમાં એ રાસ આનંદ પૂરે છે, તેના અનેક રંગને લક્ષમાં રાખીને આ ૧૨૫ રાસ બાર જુદા જુદા વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યા છે. એથી અમુક પ્રસંગ માટે અમુક રાસની ચૂંટણી સુલભ થઇ પડશે, એવી આશા છે. વળી આ બધા રાસ મારા જે જે પુસ્તકમાંથી લીધેલા છે, તે તે પુસ્તકના નામની નોંધ પણ "અનુક્રમણિકા"માં લીધેલી છે. પુસ્તકના નામ વગરના બધા રાસ નવા છે, એટલે કોઇ પણ આગલા પુસ્તકમાં તે પ્રગટ થયેલા નથી.

મહાયુદ્ધને લીધે કાગળોની ભારે અછત અને સખત મોંઘવારી પુસ્તક પ્રકટનમાં અંતરાયરૂપ થઇ પડી છે, અને એને જ લીધે પુસ્તકોની કિંમત પણ વધારે લાગે તો તે નિભાવી લેવાની રસિક ગુજરાતને હું વિનંતિ કરું છું. કવિહૃદયના સાચા રક્ત જેવી વહેતી કવિતાનું મૂલ્ય રૂપિયા–આના–પાઇએ તો હવે નવીન ગુજરાત નહીંજ કરે. ગરબો રમવા વસ્ત્રાલંકારને ધારણ

કરતી ગુર્જરસુંદરી આ ગરબાના પુસ્તકને પણ કંઠાલંકારરૂપે ધારણ કરે, તે તેના રસિક ભાવને અનુરૂપ જ ગણાશે.

મારી નવરાત્રિના છેલ્લા દિનનો આ લગભગ છેલ્લો ગરબો ગવાય છે ને ઝિલાય છે, તે ટાણે મારી ગુર્જર બહેનોના જીવનને તેમ જ તેમના સંસારવહનને તે એક અખંડ આનંદરૂપ 'ગરબા' જેવું જ બને ને રહે એવા આશીર્વાદ આપું છું. ગુર્જરીનું સૌભાગ્ય સદા અખંડ અને ઝળહળતું રહો! અસ્તુ!

**અરદેશર ફરામજી ખબરદાર**

૭૮૮, પારસી કોલોની,
દાદર, મુંબઇ
ચૈત્ર સુદ ૫, સંવત ૧૯૯૭
તા. ૨-૪-૧૯૪૧

# દીપિકા

## ("રાસચંદ્રિકા" ભાગ ૧ લાની પ્રથમ આવૃત્તિની)

**મા**રા જૂના નવા રાસનો એક જુદો સંગ્રહ બહાર પાડવા ઘણાં બહેનો અને બંધુઓ તરફથી ચાલુ સૂચના થતી રહી છે, તેને માન આપીને આ નવા જ રાસોના સંગ્રહનો પ્રથમ ભાગ હું મારાં ગુર્જર બહેનો અને બંધુઓના હાથમાં મૂકું છું. આ સંગ્રહ તેમની જ પ્રેરણાનું ફળ છે, એટલે એના પ્રકટન માટે હું તેમનો જ આભારી છું. આજ સુધીમાં બહાર પડેલાં મારાં જુદાં જુદાં કાવ્યપુસ્તકોમાં ઘણા રાસ વેરાયેલા પડેલા છે, તે સર્વની સાથે બીજા નવા રાસનો ઉમેરો કરીને આ પછી વળી બીજો ભાગ પ્રગટ કરવાનો વિચાર છે.

આ રાસયુગમાં ગુર્જર કાવ્યસાહિત્યમાં ઘણા કવિઓએ મોટે ભાગે રાસની લહાણી કરાવી છે. ગુર્જર સુંદરીઓના હસ્તમાં એવી ઘણીયે રાસની ફૂલછાબો અર્પણ થઇ છે, તેમાં આ 'રાસચંદ્રિકા'ની એક નાની ફૂલછાબ હું યે મૂકવા ભાગ્યશાળી થયો છું. એમાંનાં ફૂલોના રંગ ને ફોરમ આકર્ષક નહીં હોય, પણ જે હૃદયના ભાવથી અને સાચા ઉમળકાથી એને મારી બહેનોના હસ્તમાં હું મૂકું છું, તે ભાવ પ્રત્યે જ જોવાની હું તેમને વિનંતિ કરું છું.

આકાશ વિશાળ છે, તેમાં નક્ષત્રો અને તારિકાઓનાં દૃશ્ય તેમ જ અદૃશ્ય ઝૂમખાં પણ અગણિત છે. પ્રભુના વિશાળ વિશ્વમાં નાનાં મોટાં એવાં સર્વ ઝૂમખાંને સ્થાન છે, તો મારી પ્રિય ગુર્જરદેવીના સાહિત્યાકાશમાં આ મારા નાના રાસઝૂમખાને પણ એક નાનો ખૂણો મળી રહેશે એવી મારી શ્રદ્ધા છે. એમ હોવાથી હવે તો આ રાસો ગાવા અને ઉપાડી લેવાને બહેનોને આમંત્રણ આપીને આ નાની 'દીપિકા' એટલે દીવીને ચોકની વચ્ચે મૂકીને હું ખસી જાઉં છું. ગુર્જર બહેનોનો રાસવિલાસ અને તેમનું રાસસૌભાગ્ય અખંડ રહો! અસ્તુ!

માઉંટ રોડ, મદ્રાસ

તા. ૧૫–૨–૧૯૨૯ **અરદેશર ફરામજી ખબરદાર**

# અનુક્રમણિકા

**વિશ્વલીલા :** પૃષ્ઠ



**પૃથ્વીકુંજ :**

**પર્વોત્સવ :**



**હાલરડાં :**



**ગૃહમંડપ :**



**ગોપગુંજ :**

**સંસારવિષાદ :**

## વિસર્જન :

# પૂજન

• અલબેલી રે અંબે માત, જોવાને જઈએ •

જયજય હો જગની માત! પૂજીએ પ્રાણ ભરી :
કીધું સકળ જગત રળિયાત : પૂજીએ પ્રાણ ભરી.—

પળપળ પૂજીએ, કલકલ કૂજીએ, ગરબે ઝૂઝીએ સર્વ રે;
મા! તુજ શરણે મંગલ સ્મરણે, સફળ બને આ પર્વ :
પૂજીએ પ્રાણ ભરી. ૧

તુજ નંદન-આંગણિયે તો, મા! પર્વ સદા ઉજવાય રે;
ઘૂમતી તારલિયોની આંખે તારાં તેજ પુરાય :
પૂજીએ પ્રાણ ભરી. ૨

મા ! તુજ ગરબો ભરતો આભે ચેતનના અંબાર રે;
અમ ગરબામાં પણ આજે, મા ! પૂરજે તુજ ઝબકાર !
પૂજીએ પ્રાણ ભરી. ૩

રસના રાસ રમી તુજ ચોકે, જગત ખીલે ચોમેર રે:
એ રસમાં રસમય બનતાં સહુ ઝીલીએ, મા ! તુજ મહેર !
પૂજીએ પ્રાણ ભરી. ૪

વિરાટ તુજ પગલીપગલીએ અદ્દલ ઝરે તુજ ઓજ રે:
તુજ આંગણ અમ પગલી પણ, મા ! ઠમકી રહો એમ રોજ !
પૂજીએ પ્રાણ ભરી. ૫

જયજય હો જગની માત ! પૂજીએ પ્રાણ ભરી:
બની ભક્તિરસે રળિયાત, પૂજીએ પ્રાણ ભરી.

## રસગાથા

• ગિરધારી રે વાત કહું તે વિચારો •

આવો સંત સંત હો!
    નયને ભરું હું મારા નાથને,
    એના સતિયા સૌ સંતના સાથને:
લાવો તંત તંત હો!
    તંતે બંધાવું બેઉ હાથને,
    જોડું ભજવા સદા જગનાથને.—આવો.

    થાય ચમક ચમક વીજ મેઘાડંબરે રે;
    ગગડે ઘન, ચઢાવ્યું ચાપ શું વિશ્વંભરે રે;
    ઝરે મોતી મોતી રસિક વ્યોમઅંબરે રે:
મારે પંથ પંથ હો,
    અમીરસ રસાવે દિનરાતને;
    સીંચે તારા ને પુષ્પની બિછાતને:
આવો સંત સંત હો,
    નયને ભરું હું મારા નાથને,
    એના સતિયા સૌ સંતના સાથને. ૧

એની સૂર્ય ચંદ્ર આંખે તેજ ફૂટતાં રે,
એને હૃદય તેજપુષ્પ આભ લૂંટતાં રે,
એને પલક પલક અમૃતઝરણ છૂટતાં રે:
મનુજ ચંત ચંત હો,
ભરી છે અમર એ રસગાથને;
એવા દિલભર વસાવું જગનાથને:
આવો સંત સંત હો,
નયને ભરું હું મારા નાથને,
એના સતિયા સૌ સંતના સાથને. ૨

# દૂરના સૂર

• કામણુ દીસે છે અલબેલા તારી આંખમાં રે. •

સખિ, જો! દૂર દૂરથી સંભળાય સ્વરો મુજ શ્યામના રે:
તે મુજ કામના રે.—

સંધ્યા સ્નેહભરી જો આવી,
નવનવલા રંગો કંઇ લાવી,
સંદેશા મુજને કહેતી સુખધામના રે:
તે મુજ કામના રે. ૧

શ્યામ રૂડો અમીદેશ સુહાવે,
મીઠડલી નિજ બંસી બજાવે;
સ્વર તેના ઝીલે જન ઠામે ઠામના રે:
તે મુજ કામના રે. ૨

એ સ્વરની લગની છે લાગી,
ભવની ભારી ભાવટ ભાંગી,
ગીતડાં ગાઉં એ વહાલા ગુણગ્રામનાં રે:
તે મુજ કામના રે. ૩

તારકદીપજળ્યા આવાસે
શ્યામતણા એ સૂર પ્રકાશે:
ક્યારે હું એ સમજું મમ તમામના રે?
તે મુજ કામના રે. ૪

માનવના મંદિરમાં સરતા,
ડગલે ડગલે રસરસ ભરતા,
રેલંતા એ સૂર મધુર સુરધામના રે:
તે મુજ કામના રે. ૫

સખિ! ઉરમાં એ સૂર ઉતારું,
હૈયું ધબધબ ધબકે મારું,
રાગ રચું નવલા વહાલાના નામના રે:
તે મુજ કામના રે. ૬

સખિ! સંધ્યા જો, રંગ મચાવી,
એ સ્વરમાં નિજ ઉર સમાવી,
જોવા ચાલી દીવા દિવ્ય મુકામના રે:
તે મુજ કામના રે. ૭

એ સંધ્યા સંગે હું જાઉં,
શ્યામઉરે રસપૂર સમાઉં:
વહાલે સૂર સદા ઝીલું વિશ્રામના રે!
તે મુજ કામના રે. ૮

## નાચ

• ઝીણા ઝરમર વરસે મેહ •

એક રસિયો રહ્યો દૂર દૂર,
થનગન નાચે રે!
એના નાચે જગત ચકચૂર,
રસભર રાચે રે!—

રસિયો નાચે પ્રીતિના ચોકમાં,
જાગે જગત ઝમકારે રે;
પદે પદે નવજ્યોતિ ઝરે ઊંડી,
જાગે જીવન અમીધારે:
હો! થનગન નાચે રે! ૧

નાચે આકાશ, નાચે તારલા, ને
નાચે સૂરજ ને ચંદા રે;
નાચે ધરા, નાચે સિંધુ ધમકતો,
હૈયે મારે નાચે પડછંદા:
હો! થનગન નાચે રે! ૨

ઊડે આનંદ એક નાચે અલબેલડો,
રેલે અખંડ રસહેલી રે;
ભરતી ભરાય જગઅંગે ઊછળતી,
રંગે ભીંજાય ઘેલી ઘેલી:
હો! થનગન નાચે રે! ૩

નાચે રીઝાય કોઈ, નાચે ખીજાય કોઈ,
નાચે ભીંજાય સહુ સાથે રે;
વાંકીચૂંકી પડે પગલી જગતની,
તોય રાખે ધરી નિજ હાથે:
હો! થનગન નાચે રે! ૪

આધી દિશાઓ ધીમે ખૂલતી ને
જામે પુનિત ગીત ઘેરાં રે;
ભુવન ભુવનમાં ઊઘડે આંખડલી,
નાચે હૈયે શમણાં અનેરાં:
હો! થનગન નાચે રે! ૫

રસિયાં! આવો કુમકુમ પગલે,
નાચે દઈએ સહુ તાળી રે;
નાચો, નાચો, મારા રસિયાના નાચમાં
તાળી ન જાય કદી ખાલી:
હો! થનગન નાચો રે! ૬

## રસપ્રભુતા

• પ્રીતમ પ્રાહુણા મહારાજ •

ઘૂંટડા ભરી ભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય!
રસનાં સરોવરો છલકાય, રસિકનું મન દેખી મલકાય!—
ઘૂંટડા ભરી.

આભ ભર્યું ઘૂમે આનંદે, ખોળે ચંચૂ નિત્ય;
જડી જડી રસબિંદુ હૃદયમાં ચમકાવે સહુ ચિત્ત:
અંતર ભરી ભરી સીંચો કો, આત્મા ઊંડી ઝળે ઝળકાય!
ઘૂંટડા ભરી. ૧

કુંજે કુંજે ફૂલડાં ડોલે, ચૂમે લલિત વસંત,
વનવન પવન વહે રસ ભરતો, લીલા હસે અનંત:
ખોબે ભરી ભરીને લ્યો કો, હૈયે નવું નવું હીંચકાય!
ઘૂંટડા ભરી. ૨

છીપે છીપે મોતી દીપે સાગરને ભંડાર;
નયને નયને તેજ નચવતાં, વસી ઊંડે અંધાર;
ડૂબકી ભરી ભરી કાઢો કો, તેજે નયન નયન રંગાય!
ઘૂંટડા ભરી. ૩

કણુકણુમાં જો મણિ વિલસે છે, બિંદુ બિંદુ બ્રહ્માંડ;
રસગ્રાહક રજરજમાં નિરખે ભર્યો દિવ્ય રસકાંડ:
નયનાં ભરી ભરી નિરખો કે, રસરસ થળે થળે નિતરાય!
ઘૂંટડા ભરી. ૪

સરોવરો છલકે છલકાતાં રસજીવનને અર્થ:
ધન્ય ઝીલે રસ રાજહંસ કો, બગ ઊભા રહે વ્યર્થ!
આત્મા ભરી ભરી ઝીલો કે, પ્રભુની રસપ્રભુતા પથરાય!
ઘૂંટડા ભરી ભરી પીઓ કે, રસનાં સરોવરો છલકાય! ૫

## નવશક્તિનાં વધામણાં

• મા પાવા તે ગઢથી ઊતર્યાં, મહાકાળી રે •

આ આભઅટારીથી ઊતરી, ગુણગારી રે,
આવી ઊતરી ગુર્જર દેશ, ધન બલિહારી રે!
એની આંખે ઝબકે વીજળી, ગુણગારી રે,
એના કિરણિયાળા કેશ, ધન બલિહારી રે! ૧

એના મુખમાં અમૃત ઊભરે, ગુણગારી રે,
એના નવજીવનના બોલ, ધન બલિહારી રે!
શાં અજવાળે ઘર આંગણાં, ગુણગારી રે,
એનાં હાસ્ય ઝરે અણમોલ, ધન બલિહારી રે! ૨

એના કરમાં ડોલે કુંજરો, ગુણગારી રે,
એની કટિએ સિંહણકાય, ધન બલિહારી રે!
એને હૈયે મોજાં સિંધુનાં, ગુણગારી રે,
એના પ્રાણે પ્રગટે લાહ્ય, ધન બલિહારી રે! ૩

એ પળપળ પાતી પ્રેરણા, ગુણગારી રે,
જાગે સૂતી અંતરજ્યોત, ધન બલિહારી રે!
એને પગલે કાયર ઊઠતા, ગુણગારી રે,
ઊઠી શૂર પ્રકાશે પોત, ધન બલિહારી રે! ૪

આવી નવચેતનની દેવી હો, ગુણગારી રે,
ઝીલો ઝાંઝરના ઝમકાર, ધન બલિહારી રે!
પૂરો આંખે એનાં સોણલાં, ગુણગારી રે,
ઊડે અંતરના અંધાર, ધન બલિહારી રે! ૫

આ ચતુરા આવી ચોકમાં, ગુણગારી રે,
ખેલે ગરવે ગુર્જર દેશ, ધન બલિહારી રે!
એની ધમકે ધિંગા ધ્રૂજતા, ગુણગારી રે,
નાચે નવશક્તિને વેશ, ધન બલિહારી રે! ૬

રસશૂરી, નવરાસેશ્વરી, ગુણગારી રે!
કરો અમ સદને ચિર વાસ, ધન બલિહારી રે!
પૂરો પ્રાણે પ્રાણે પ્રેરણા, ગુણગારી રે!
ફૂંકો ચેતન શ્વાસે શ્વાસ, ધન બલિહારી રે! ૭

## ગગનનો ગરબો

• સોનાવાટકડી રે કે કુંકુમ ઘોળ્યાં, વાલમિયા ! •

ગગનનો ગરબો રે કે કોણે કોર્યો, સાહેલડી?
જ્યોતિને ઝબકે રે કે ફૂલડે ફોર્યો, સાહેલડી? ૧

એવાં વિરાટ શાં રે કે આંગણુ આંક્યાં, સાહેલડી?
કોનાં એ કામણુ રે કે જોઈ જોઈ થાક્યાં, સાહેલડી? ૨

ઊંડા આવાસમાં રે કે માજી રહેતાં, સાહેલડી,
રાસે કંઇ રમવા રે કે મન થયાં વહેતાં, સાહેલડી! ૩

ઊંચી અટારીથી રે કે માજી ઊતર્યાં, સાહેલડી,
ગરબો ઘુમાવતાં રે કે અમીરસભર્યાં, સાહેલડી! ૪

ઘૂમરીની ઘેરમાં રે કે માજી તો ફર્યાં, સાહેલડી,
ડગલે ને પગલે રે કે સર્જન સર્યાં, સાહેલડી! ૫

માજીને મુખથી રે કે દેવગંગા રેલી, સાહેલડી,
માધુરી સૂરની રે કે એવી રહી ખેલી, સાહેલડી! ૬

માજીના બોલથી રે કે આભ આભ ઊઘડ્યાં, સાહેલડી!
ઘાડા અંધારનાં રે કે પડ પડ ઊપડ્યાં, સાહેલડી! ૮

માજીની સોડથી રે કે સર્યું આભપાનું, સાહેલડી,
ઓજભરી આંખથી રે કે ઝર્યા કોટિ ભાનુ, સાહેલડી! ૮

માજીની તાળીએ રે કે સૂર્ય ચંદ્ર થાપ્યા, સાહેલડી,
અણુઠર્યા ઘૂમતા રે કે ગરબે વ્યાપ્યા, સાહેલડી! ૯

માજીને પાવલે રે કે ફાલ કંઇ ફૂટ્યા, સાહેલડી,
કંકણુ ખંખેરતાં રે કે ધૂમકેતુ છૂટ્યા, સાહેલડી! ૧૦

માજીને ચાંદલે રે કે દિશદિશ ઝબકે, સાહેલડી,
ઝાંઝરને ઝમકે રે કે કુંકુમ ટપકે, સાહેલડી! ૧૧

માજીની ઓઢણી રે કે ઘેરી ભૂરી, સાહેલડી,
અકલા કલાએ રે કે ઊડે રસપૂરી, સાહેલડી! ૧૨

ઊંડા ઊંડાણુમાં રે કે સોણુલે હાલ્યો, સાહેલડી!
માજીના શબ્દથી રે કે કાળ ઊઠી ચાલ્યો, સાહેલડી! ૧૩

ખાલી પોલાણુમાં રે કે ચેતન જાગ્યાં, સાહેલડી,
અંધારાં સળક્યાં રે કે મોરવા લાગ્યાં, સાહેલડી! ૧૪

સૂતેલાં સત્યો રે કે જાગતાં ઝગારે, સાહેલડી,
સરકેલો દોરલો રે કે ફરી કર ધારે, સાહેલડી! ૧૫

માજીને એકલાં રે કે ગાવા ન ભાવ્યાં, સાહેલડી,
દેવો ને દેવીઓ રે કે સાથમાં બોલાવ્યાં, સાહેલડી! ૧૬

માજીને ગીતડે રે કે સૂરજ ડોલ્યા, સાહેલડી,
અગ્નિ ને અમીમાં રે કે ગ્રહો ઝબકોળ્યા, સાહેલડી! ૧૭

માજીને ગરબે રે કે કામણુ ન્યારાં, સાહેલડી;
ગોળ ગોળ ફરતાં રે કે તેજ ને અંધારાં, સાહેલડી! ૧૮

ગરબાના ગોફમાં રે કે તત્ત્વ સૌ ગૂંથાયાં, સાહેલડી,
આંસુ ને હાસ્યનાં રે કે બંધને બંધાયાં, સાહેલડી! ૧૯

નિદ્રાની વચ્ચે રે કે જીવન જાગે, સાહેલડી,
રજનીની વચ્ચે રે કે દિન ઊગ્યો લાગે, સાહેલડી! ૨૦

અંતર અંગારા રે કે ફૂલડાં કપોલે, સાહેલડી;
શેરનાં છે ખેલવાં રે કે માજીને મહોલે, સાહેલડી! ૨૧

આવજો, આવજો રે કે ગરબે ઘૂમવા, સાહેલડી!
માજીને આંગણે રે કે રંગભર રમવા, સાહેલડી! ૨૨

માજીને પગલે રે કે પગલાં ઠમકો, સાહેલડી!
માજીના સૂરમાં રે કે સૂર પૂરી ઝમકો, સાહેલડી! ૨૩

માજીની તાળીએ રે કે તાળી દેજો, સાહેલડી!
ગરબે એ ઘૂમતાં રે લહાવ અદલ લેજો, સાહેલડી! ૨૪

ગગનનો ગરબો રે કે આવજો ગાવા, સાહેલડી!
માજીના સાથમાં રે કે ઝીલવા ઝુલાવા, સાહેલડી! ૨૫

# ગુણવંતી ગુજરાત

• રાગ માઢ •

ગુણવંતી ગુજરાત!
અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત!
અમારી ગુણવંતી ગુજરાત!—

મોંઘેરા તુજ મણિમંડપમાં ઝૂકી રહ્યાં અમ શીશ:
માત મીઠી! તુજ ચરણુ પડીને માગિયે શુભ આશિષ!
અમારી ગુણવંતી ગુજરાત! ૧

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ:
રસફૂલડાં વીણુતાં વીણુતાં ત્યાં કરિયે નિત્ય કલ્લોલ!
અમારી ગુણવંતી ગુજરાત! ૨

સંત મહંત અનંત વીરોની વહાલી અમારી માત!
જયજય કરવા તારી જગતમાં અર્પણુ કરિયે જાત!
અમારી ગુણવંતી ગુજરાત! ૩

ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવનમાંય :
દેશવિદેશ અહોનિશ અંતર એક જ તારી છાંય !
અમારી ગુણવંતી ગુજરાત ! ૪

સર સરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર :
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર !
અમારી ગુણવંતી ગુજરાત ! ૫

હિંદુ, મુસલમિન, પારસી, સર્વે માત ! અમે તુજ બાળ :
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૬

ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધાર !
એકસ્વરે સહુ ગગન ગજવતો કરિયે જયજયકાર !
અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત ! ૭

## રળિયામણી ગુજરાત

• પૂનમ ચાંદની ખીલી પૂરી અહીં રે •

સુરકન્યા જેવી મારી ગુજરાત સોહામણી રે,
ઢળકે અઢળક એની લક્ષ્મીના અંબાર :
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે !

કોકિલકંઠી કુંજે ઝૂલે એ કોડામણી રે,
નીલમનીલી એની ઝાલરના ઝબકાર :
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે !

હરિયાળી મનને હરે, વનવન ખોલે પ્રાણ :
ફૂલફૂલના ઉલ્લાસમાં લળકે જગકલ્યાણ :

વીંટે લોલવિલોલ લતા તરુને લોભામણી રે,
એવી વીંટી રહે ભારતઉર એ નિરધાર :
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે ! ૧

સાગર ગરજે આંગણે, રસસરિતા ઉભરાય :
ગિરિગહ્વર સરવર ભર્યાં, ઉરઔદાર્ય સુહાય ;

રૂપાળી રઢિયાળી કાલી હૃદયહુલામણી રે,
ધીરી વીરી સંયમી ડહાપણનો ભંડાર :
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે ! ૨

સ્નેહ, શૌર્ય ને ભક્તિના યુગયુગ ઉચરે મંત્ર :
ધર્મધરા સંતોતણી, કર્મધરા ય સ્વતંત્ર ;

આવો, ઝીલિયે એની વિશ્વવિશાળ વધામણી રે,
એને ચરણે સો સો સફળ અદલ અવતાર :
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે ! ૩

## ગુણીયલ હો ગુજરાત!

• માણીગર મહોલે પધારો •

ગુણીયલ હો ગુજરાત! અમી તારી આંખડીએ રે;
ભવરણમાં ભલી ભાત પળિયે તુજ પાંખડીએ રે.—

લીલમલીલી લચી રહી રે
લક્ષ્મીશી આ તુજ કુંજ;
રસસાગર તુજ આંગણુ ઊછળી
ભરી દે મોતીના પુંજ:
અમી તારી આંખડીએ રે. ૧

મંદિર મહેલ ને મસ્જિદો રે
તારી કળાના ફાલ;
સંધ્યા ઉષા ને ચંદનીથી વધુ
તારી કળા છે કમાલ!
અમી તારી આંખડીએ રે. ૨

ગરજે તુજ ગિરિકંદરે રે
　　કેસરીના વીર નાદ :
એનવેળા તુજ શૂર સંતાનો
　　આપે શા વીર્યપ્રસાદ!
　　　　અમી તારી આંખડીએ રે. ૩

આભભર્યાં દેવથાળથી રે
　　સોહ્ય અધિક તુજ ચોક;
યુગયુગને નવજ્યોતે અજવાળે
　　સંત તારા પુણ્યશ્લોક :
　　　　અમી તારી આંખડીએ રે. ૪

સ્વર્ગંગાની ઉરછોળશા રે
　　ગાજે તુજ ગરબા ને રાસ;
એ રસનાં અમીવર્ષણ એવાં
　　વરસે કયે બીજે વાસ?
　　　　અમી તારી આંખડીએ રે. ૫

મેઘ ઊડી ધરા ઊતરે રે,
　　એવા છે અમ ઉરબંધ :
માત અદલ સદા પૂજશું સ્નેહે
　　આભ ઝીલી અમ સ્કંધ!
　　　　અમી તારી આંખડીએ રે. ૬

## દેવીનાં નવચેતન

• કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે •

દેવી! દીસે શાં નવચેતન તારી આંખમાં રે!
તારી આંખમાં રે,
પાછું ઝાંખ મા રે!—દેવી૰

મોહનની નવબંસી બોલે,
જુગજુગનાં પડળો કંઇ ખોલે;
અંતર ઝોલે ચઢતાં નવઅભિલાખમાં રે:
પાછું ઝાંખ મા રે! ૧

ભૃકુટીનાં તપચાપ ચઢાવે,
નયન નયન શર શૂર ઉડાવે;
જ્યોતિ અનેરી લાવે જગની સાખમાં રે!
પાછું ઝાંખ મા રે! ૨

ઉરસંયમનાં અંજન કીધાં,
સત્ય સનાતન વ્રત મન લીધાં;
મૃત્યુતણાં અમી પીધાં લોટી ખાખમાં રે!
પાછું ઝાંખ મા રે! ૩

સ્વાત્મબળે હો દુનિયા ન્યારી,
નવચેતનની ઓર ખુમારી!
ઉરના લાખ ઉમળકા વારી રાખ મા રે!
પાછું ઝાંખ મા રે! ૪

પ્રગટ અભય સદ્‌ધર્મ પ્રસરવા,
એકકુટુંબી વસુધા કરવા,
ગરવા ગુણુ ઉદ્ધરવા રાજા રાંકમાં રે!
પાછું ઝાંખ મા રે! ૫

દેવી! એ નવગૌરવ કાજે,
હસતાં વહાણું દ્વાર વિરાજે:
ધસિયે આજે ત્રીસ ક્રોડ તુજ પાંખમાં રે!
પાછું ઝાંખ મા રે! ૬

નવજુગમાં નવમોહન બોલે,
રુદ્ર ત્રીજું લોચન કંઇ ખોલે;
હો દેવી! ડોલે બ્રહ્માંડ જરાકમાં રે!
પાછું ઝાંખ મા રે!

દેવી! ઊભરે શાં નવચેતન તારી આંખમાં રે! ૭

## બૃહદ્‌ગુજરાતની બહેનોને

• ઇતિહાસની આરસી સાહી, મેં જોયું માંહીં •

વહાલાં! આવોને આંગણુ આજ, ઊતર્યાં અજવાળાં;
મોંઘી ગુર્જરી માતને કાજ રહિયે રઢિયાળાં! ૧

ઊઘડી ચોમેર દિગંત, નીગળે રસધારા;
અહીં કિરણુ કિરણુના તંત, ગૂંથિયે દિન ન્યારા. ૨

આ આથમણે અંધાર પૂર્યા જડપણુમાં,
આ ચેતનના ચમકાર ચમક્યા ઉગમણુમાં! ૩

આવો–આવોને રસિયાં સર્વ, ગરબે રમવાને!
ગુણી ગુજરાતણુનો ગર્વ રાખો રસદાને! ૪

હો સુંદર ને સુકુમાર, નાજુક નખરાળી;
હો ચંચળ ચતુરા નાર, હો બુદ્ધિશાળી! ૫

શાણી, શીલવંતી ઠરેલ, ગૃહિણી ગુણુગારી;
રૂપ રૂપ ને રંગ રસેલ, અલબેલી ન્યારી! ૬

તેજસ્વી, જાજરમાન, સિંહણુશી શૂરી;
સાગરશી સ્નેહનિધાન, પ્રતાપે હો પૂરી! ૭

લક્ષ્મીશી પુણ્યઉદાર, સતી સંયમવંતી;
હો સેવાનો અવતાર, યુગ યુગ ફોરંતી! ૮

લજ્જાળુ લોચનલોલ, સોહાગણ રંભા:
હો વીરમૈયા અણમોલ, દેવી, જગદંબા! ૯

આવો–આવો, આ રસના ઘાટ થયા કુંકુમવરણા,
ફૂલડે ફોરી તમ વાટ, ઊભર્યાં રસઝરણાં. ૧૦

સંગીત, નૃત્ય ને બોલ, ત્રિવેણીએ ઝીલવો,
જનઅંતરના રસઝોળ ઉરઆંગણ ખીલવો! ૧૧

પાકે ગુર્જરતીર પાસ, મોતીડાં છીપે;
જ્યાં જ્યાં ગુર્જરીના રાસ, ત્યાં ગુર્જરી દીપે! ૧૨

ગુણગરવી છે ગુજરાત, ઔદાર્યે પૂરી,
સૌરાષ્ટ્ર કુશળ અભિજાત, રાજરમણ શૂરી. ૧૩

છે કચ્છતણી રૂડી ખ્યાત સાહસભર પંડે,
મુંબઈશું મહાગુજરાત દીપે નવખંડે! ૧૪

એવી ગુર્જરભૂમિની નાર, આવો રમવાને!
આ અદલ લલિત લલકાર ભરજો રસગાને! ૧૫

ફૂલફૂલની પાંદડી કૈક થળથળ વેરાઈ:
લ્યો, ગૂંથી તે દઉં રસઐક્ય, રહો રસભર ગાઈ! ૧૬

## રાસ

• કુંજલડી હો ! સંદેશો અમારો •

ચાંદની રાત ને કેસરીઆ તારલા,
　　　　રાસે રમવા આવજો જી રે !
સરખી સમાણી સૌ સહિયર સાહેલીઓ
　　　　સાથે તેડી લાવજો જી રે ! 1

આણી મેર પેલી મેર ગંગા ને જમના
　　　　વચ્ચે વૃંદાવન ચોક છે જી રે;
ગોકુળ ને મથુરાં ને વ્રજ ને વૈકુંઠ,
　　　　આવ્યાં ચૌદે લોક છે જી રે. 2

પગલે પગલે ઝબૂકજો વીજળી,
　　　　ફૂલડાં ફૂટજો હાથમાં જી રે;
રાસે રમતાં ને ઘૂમરી ઘૂમતાં
　　　　તાળી પૂરજો સાથમાં જી રે ! 3

નંદનવનથી મોંઘી છે ગુર્જરી
ગરબા ગરબી રાસથી જી રે:
ગુર્જરી કુંજ છે દેવોને દોહ્યલી
ગુર્જરી રાસના ઉલ્લાસથી જી રે! ૪

સારા સંસારના તાપથી તારવા
સૂરના ફુવારા ઉડાડજો જી રે;
કંઠે કલ્લોલતાં, હૈયાં હીંચોળતાં,
રસની પરબ કંઇ માંડજો જી રે! ૫

આભે લખ્યા કંઈ અક્ષર ઉકેલતાં
હાથમાં આવ્યા તારલા જી રે:
રસની રસીલી સૌ સજનીઓ આવજો,
કંઠે ઝુલાવજો એ હારલા જી રે! ૬

ચાંદની રાત ને કેસરીઆ તારલા;
રુમઝુમ રુમઝુમ ખેલજો જી રે:
ઉરને આંગણે ધમકે ધમકતાં
અદલ આનંદે રેલજો જી રે! ૭

# સુમનવાડી

• રાતું રાતું ગુલાબનું ફૂલ ગુલાબમાં મહેકે છે •

આવી આવી સુમનની સુવાસ, સુમનવાડી આવો!
આવો તનમનમાં ભરતાં ઉલ્લાસ, સુમનવાડી આવો!
મીઠી આવે સમીરની લહેર, સુમનવાડી આવો!
એ તો ઊતરે છે પ્રભુની મહેર, સુમનવાડી આવો! ૧

આછાં ઊંડે તળાવનાં નીર; સુમનવાડી આવો!
આવો રેલતી સરિતને તીર, સુમનવાડી આવો!
જુઓ નવલાં સુમનના રંગ, સુમનવાડી આવો!
એમાં ઘૂમે બહુરંગી પતંગ: સુમનવાડી આવો! ૨

એના સૌરભમાં વિશ્વનો વિરામ, સુમનવાડી આવો!
એની પાંદડીએ દેવોનાં ધામ: સુમનવાડી આવો!
દેવપંખી ત્યાં કરતાં કલ્લોલ, સુમનવાડી આવો!
પાડે પડઘા તેમાં પ્રભુબોલ! સુમનવાડી આવો! ૩

આવો, આવો અમારી પૂઠે પૂઠે, સુમનવાડી આવો!
અમ પગલે પગલે કેડી ફૂટે, સુમનવાડી આવો!
નદી નાળાં કે પહાડ નહીં રોધે: સુમનવાડી આવો!
અમે ઊડીએ પછી કો ક્યાં શોધે? સુમનવાડી આવો! ૪

## આમંત્રણ

• ઓધવજી, સંદેશો કહેજો શ્યામને •

આવો, વહાલાં, આજ અમારે આંગણે!
છે આનંદભર્યાં આ અમ આવાસ જો—
અમ ઊજળા ઉરઆવાસ જો:
આત્મઉજાસ પૂર્યાં અંતરમણિમંડપે,
સુંદર સ્નેહસુમન વેર્યાં ચોપાસ જો:
આવો, વહાલાં, આજ અમારે આંગણે! ૧

ગૂઢ અલૌકિક ઊડતી કો દેવીતણાં
ઝડપી લીધેલાં મોંઘાં અમ ગાન જો—
અમ અધૂરાં મધુરાં ગાન જો:
સ્વર તેના ઝીલવાને રસિયાં! આવજો,
દેજો તાલ ડૂબી ઊંડી રસતાન જો!
આવો, વહાલાં, આજ અમારે આંગણે! ૨

શોભાવ્યા ઇંદ્રે નિજ દ્વારકમાનમાં
ઝળહળતા ઊંડા ઘેરા બહુ રંગ જો—
નવનવલા કંઇ રસરંગ જો:
એ રંગે કંઇ ચીતર્યાં છે અમ બારણાં,
જોતાં મોહ્ય જગત એ જ્યોતિ સંગ જો:
આવો, વહાલાં, આજ અમારે આંગણે! ૩

કોમળ કમળ સરિખડાં અમ ઉરબારણાં:
સંભાળે કંઇ રત્ન અલૌકિક માંહ્ય જો—
કંઇ રત્ન અમોલાં માંહ્ય જો:
ધીરાં રે ધીરાં, વહાલાં, ઉઘાડજો!
સૂક્ષ્મ પ્રભા સહેજે વેરાઈ જાય જો:
આવો, વહાલાં, આજ અમારે આંગણે! ૪

આવો તો કંઇ કંઇ નવનવલું આપશું;
અંતરમાં પૂરીશું અમ અમીધાર જો—
અમ સ્નેહઝરણુ અમીધાર જો:
નભ ફેડી સુરવનમાં પાર ઉડાવશું:
આવો આવો, પ્રિય અમ કુંજાગાર જો!
આવો, વહાલાં, આજ અમારે આંગણે!
આવો, વહાલાં, રમ્ય અમારે આંગણે! ૫

## સંદેશ

• કુંજલડી રે સંદેશો અમારો •

હૈયાના હોજ આ હેલે ચઢ્યા હો!
 રેલે બ્રહ્માંડ રસધારા રે લોલ;
ઝીલો ઝીલાવો મનમહેલે, રસિકડાં!
 નીતરે સંદેશ કંઇ ન્યારા રે લોલ. ૧

ઊંડા આકાશની ખાણો ખોદીને
 કાઢ્યા છે રત્નરૂપ તારા રે લોલ:
એવે તે આંગણે આવો, રસિકડાં!
 પ્રાણે સમાવો પલકારા રે લોલ! ૨

પૂર્વે સૂર્યોદયનાં પીછાં પોપટિયાં
 રંગે છે દેવના ઉતારા રે લોલ:
પશ્ચિમ પતંગિયાની પાંખો, રસિકડાં!
 વીંઝે અહીં સ્વર્ગપલકારા રે લોલ. ૩

ચંદાની દૂર દૂર ચમકે કીકી ત્યાં
 ઊછળે મહેરામણ ખારા રે લોલ:
એવા સંકેત ઉર ધારો, રસિકડાં!
 ઊંડા છે આત્મના ઉધારા રે લોલ! ૪

પલક પલક પ્રાણક્રંદન કસીને
    ઝરતું આકાશ અંગારા રે લોલ:
જીવનના જોગ કંઇ એવા, રસિકડાં!
    એવા છે પ્રાણના પુકારા રે લોલ. ૫

જીવનરુદનના તારે ઝુલાઈ
    પૂરે છે સ્વર્ગ લલકારા રે લોલ:
અશ્રુમીઠાં તે એનાં ગીતો, રસિકડાં!
    કરશે કંઇ દિવ્ય અણુસારા રે લોલ. ૬

મીઠા હતા ને આજ ઘેરા દીસે તે
    કાલે કલ્યાણ કરનારા રે લોલ:
એ રે સંસારના સૂરથી, રસિકડાં!
    ફળજો આ દેહના ઇજારા રે લોલ! ૭

હૈયાના હોજ આ હેલે ચઢ્યા હો!
    રેલે છે આત્મના ઓવારા રે લોલ:
આવો, આવો, રસઆંગણ, રસિકડાં!
    ઝીલજો સંદેશ અહીં ન્યારા રે લોલ! ૮

## દિવ્ય દેશનાં પંખીડાં

• અહો રાજ! અમે રે પંખીડાં ગરમ દેશનાં •

જુઓ રાજ! અમે રે પંખીડાં દિવ્ય દેશનાં:
માથે દિવ્યતાના છોગ;
મુખે અમરવાણી ભોગ:
રાજ! અમે રે પંખીડાં દિવ્ય દેશનાં. ૧

જુઓ રાજ! અમારા નિવાસ આભકુંજમાં:
ઊડીએ ચંદ્રકિરણડાળી,
પડીએ ઘડીક તારકજાળી:
રાજ! અમે રે પંખીડાં દિવ્ય દેશનાં. ૨

જુઓ રાજ! રંગ રંગ ભર્યાં અમ પિચ્છમાં:
કંઇક ઇન્દ્રધનુશી વેલ,
ભાવકુસુમ મહીં ગૂંથેલ:
રાજ! અમે રે પંખીડાં દિવ્ય દેશનાં. ૩

જુઓ રાજ! લાવીએ સંદેશ કંઇ ગેબના:
કંઇક ભૂતભાવિ સોણાં,
જગત દેવઆંખ જોણાં;
રાજ! અમે રે પંખીડાં દિવ્ય દેશનાં. ૪

જુઓ રાજ! સર્જન પ્રલય છે અમારી પાંખમાં:
અમે ઊડીએ તીર તીર,
પાઇએ પ્રેરણાનાં નીર:
રાજ! અમે રે પંખીડાં દિવ્ય દેશનાં. ૫

જુઓ રાજ! દૃષ્ટિ અમ સદા દિગંતપારમાં:
નવલ સ્વપ્ન, ગાન, આશ,
કરીએ જગત રસપ્રકાશ;
રાજ! અમે રે પંખીડાં દિવ્ય દેશનાં. ૬

## ગુર્જરી રાસે ઘૂમે રે!

• આશાભર્યાં તે અમે આવિયાં •

ઘૂમે ગગન, ઘૂમે આંગણું,
ને ઘૂમે દિશા દિશાના ગોખ રે:
ગુર્જરી રાસે ઘૂમે રે.
ઘૂમે નક્ષત્રોની તારલી,
ને ઘૂમે ચૌદે ભુવનનાં લોક રે!
ગુર્જરી રાસે ઘૂમે રે. ૧

બોલે જ્યાં બ્રહ્મ નવબોલડા,
ત્યાં આ ડોલે બ્રહ્માંડના હિંડોલ રે;
ગુર્જરી રાસે ઘૂમે રે.
રેલે હલક એના રાસની,
ત્યાં તો બ્રહ્મ ને બ્રહ્માંડ લે હિલોલ રે!
ગુર્જરી રાસે ઘૂમે રે. ૨

ઊડતા કલ્લોલબોલ એહના
વીંધે ઊંચેરી આભની નોક રે;
ગુર્જરી રાસે ઘૂમે રે.

દિશ દિશ વેરાય દેવફૂલડાં,
તેવા ઊતરે ફરી તે ઉચ્ચોક રે!
ગુર્જરી રાસે ઘૂમે રે. ૩

નમણું ઝૂલે ધનુ મેઘનું,
એવી નમણી ઝૂલે અંગવેલ રે;
ગુર્જરી રાસે ઘૂમે રે.
મોરી કળાએ કરડાળીઓ
એની હીંચે વસંતે લચેલ રે;
ગુર્જરી રાસે ઘૂમે રે. ૪

પાલવની કોર સંકોરતાં
એનાં કંકણુના થાય ખખડાટ રે;
ગુર્જરી રાસે ઘૂમે રે.
આંખે રસાંજન આંજતી
રાખે પાવન એ રસના ઘાટ રે;
ગુર્જરી રાસે ઘૂમે રે. ૫

ધરણી ધમકતી પાયથી,
જાણે ખેલે રણે રણવીર રે;
ગુર્જરી રાસે ઘૂમે રે.
પડતા પ્રચંડ પડછંદ ત્યાં,
જેવાં ધમકે સાગરનાં નીર રે;
ગુર્જરી રાસે ઘૂમે રે. ૬

તાળી તાળીએ સાધતી
એના આત્માની ઊંડી લહેર રે;
ગુર્જરી રાસે ઘૂમે રે.
ઝબકે ચમકતી વીજળી,
એવી ફુરતી ઘૂમે ચોમેર રે;
ગુર્જરી રાસે ઘૂમે રે. ૭

છલકે છટા એના રાસની,
ત્યાં તો મળતાં ત્રિવેણીનાં મૂલ રે;
ગુર્જરી રાસે ઘૂમે રે.
રાસે ઘૂમે જ્યારે ગુર્જરી,
ત્યારે દુનિયા બને બધી ડૂલ રે!
ગુર્જરી રાસે ઘૂમે રે. ૮

આવો, જુઓ, રસ જોગવો:
ક્યાંથી મળશે એ લાખેણા લહાવ રે?
ગુર્જરી રાસે ઘૂમે રે.
ભર્યું જગત અદલ ઘૂમતાં,
નહીં પામો એ ભાવના જમાવ રે!
ગુર્જરી અમ્મર ઘૂમે રે! ૯

## વિશ્વદેવીનું ગાન

• ઝીણા ઝરમર વરસે મેહ •

કોટિ કોટિ મારા જ્યોતિઝબકાર,
હો! ભીંજે મારી આંખડલી!
તોય હૈયે મારે ઊંડેરા અંધાર:
હો! ભીંજે મારી આંખડલી!

જોગી છુપાયો મારો જોગગુફામાં,
વાટ હું જુગજુગ જોતી રે,
ઝીણા ઝીણા કો એના આવે ઝબૂકલા,
જોતી જોતી ને રહું રોતી:
હો! ભીંજે મારી આંખડલી! ૧

એક ઉઘાડું મારી આંખ તપેલી,
બીજી ઉઘાડું અમી ઝરતી રે;
ઉઘાડું ઢાંકું એવી અંતરની દેવડી;
નેવે નેવે એ રહે નીતરતી:
હો! ભીજે મારી આંખડલી! ૨

આવે આવે ને શમે જુગજુગનાં સોણલાં,
પલકે દીઠાં–અણદીઠાં રે;
જોગી છુપાયો મારી પાંપણની ધારમાં,
સરતાં આંસુ ત્યાં મારાં મીઠાં:
હો! ભીંજે મારી આંખડલી! ૩

હીરાગૂંથી છે મારી ઘેરી રસચૂંદડી,
ધનુગૂંથી છે મારી માળા રે;
ખૂંચે શણગાર જેને હૈયે સૂનકાર હો:
રહેતા શેં જોગી એ નિરાળા?
હો! ભીંજે મારી આંખડલી! ૪

આઘા આઘા છે તોય પંથ છે પાસે;
અદીઠ તોય વાયુ જેવા રે;
અળગી રાખીને સદા અળગા રહે હસતા:
એ રે જોગી શેં મારા એવા?
હો! ભીંજે મારી આંખડલી! ૫

આવો, આવો રે જોગી! હૈયાં ખોલાવો;
તપી તપીને નેણાં તૂઠ્યાં રે;
સંધ્યાના જેવાં સૌમ્ય તેજે રેલાવો!
રહીએ અખંડ અણછૂટ્યાં!
હો! ભીંજે મારી આંખડલી! ૬

## નંદનવનનો મોરલો

• લોચન મનનો રે કે ઝઘડો લોચન મનનો •

નંદનવનનો રે કે મોરલો નંદનવનનો :
મોહનજનનો રે કે મોરલો નંદનવનનો.—

પુષ્પે પુષ્પે પાંદડે નાચે જેવી વસંત,
નાચે નટવર મોરલો એવો નંદનવનમાં અનંત :
મોરલો નંદનવનનો. ૧

નીલો એનો કંઠ છે સ્વર્ગલીલાની ભોમ ;
જગત બધું ઝબકારતા એની આંખોના સૂર્ય ને સોમ :
મોરલો નંદનવનનો. ૨

થનગન એના નાચનું છે સૌંદર્ય અમાપ ;
વિશ્વ અનંત સમાવતો એનો ઊઘડે પિચ્છકલાપ :
મોરલો નંદનવનનો. ૩

પિચ્છે પિચ્છે તારકો પ્રગટે વિશ્વવિવેક;
અણુગણુ અકલિત સૃષ્ટિની મહીં ઝબકે આંખ અનેક:
મોરલો નંદનવનનો. ૪

થનગન નાચે મોરલો, ઉર આનંદ અપાર;
પણ નિજ પદ નિરખે ત્યહાં વહેતી આંખે તો આંસુની ધાર!
મોરલો નંદનવનનો. ૫

ટહુક ટહુક, પ્રિય મોરલા! એ જ પરમ આનંદ:
નીચું નિરખી રોવું શા? સદા ઊર્ધ્વનયન સુખકંદ:
મોરલો નંદનવનનો. ૬

નાચી લે, પ્રિય મોરલા! તુજ મોહનજન પાસ:
પ્રિયજન દીધું સૌ ભલું: એક સ્નેહે જ અદલ ઉલ્લાસ:
મોરલો નંદનવનનો! ૭

## તલાવડી દૂધે ભરી રે

• આશાભર્યાં તે અમે આવિયાં •

દૂધે ભરી છે તલાવડી,
ને એની મોતીડે પૂરી પાળ રે:
તલાવડી દૂધે ભરી રે;
ઊંચા તે દેશનો હંસલો
આવી ચરે લીલૂડી શેવાળ રે:
તલાવડી દૂધે ભરી રે. ૧

ચંદા ચટકતી આવતી
મોતી ચૂની લે ચૂંદડી ને ચીર રે:
તલાવડી દૂધે ભરી રે;
ભરે ભરે ને ઢળે બેડલું,
તોય થાકી તજે ન એના તીર રે:
તલાવડી દૂધે ભરી રે. ૨

નયણાં નચાવતી તારલી
આવે સરખી સમાણી બહુ ત્યાંય રે:
તલાવડી દૂધે ભરી રે;
નાની ઝડૂલી ભરી નીસરે,
ફેરાં વેરી વેરી ન ધરાય રે!
તલાવડી દૂધે ભરી રે. ૩

સૂરજદાદા કેરી દીકરી
આવે ઉગમણે માંડવ રોજ રે:
તલાવડી દૂધે ભરી રે;
નાહી ભરે કેશ મોતીડે,
રંગે રંગે રેલાય એના હોજ રે:
તલાવડી દૂધે ભરી રે. ૪

દસ દસ દિશાએથી ઊડતા
આવે દિનકરના કિરણહંસ રે:
તલાવડી દૂધે ભરી રે;
દૂધે અજવાળે અંગને,
ને મોતી ચરતા ન અટકે અંશ રે:
તલાવડી દૂધે ભરી રે. ૫

મેહુલિયો મોરવે મોતીડાં,
ને વીજ હીંચે ગગનને ગોખ રે:
તલાવડી દૂધે ભરી રે:

એ રે તલાવડીએ ઝીલવા
આવે ચૌદે ભુવનના લોક રે!
તલાવડી દૂધે ભરી રે. ૬

ઊંચેરા દેશના હંસલા!
તારે આ શી ચરવી શેવાળ રે?
તલાવડી દૂધે ભરી રે;
હેવી આ દૂધ ને મોતીડાં
તારાં સાચાં છે ભક્ષ્ય રસાળ રે:
તલાવડી દૂધે ભરી રે. ૭

સાવ રે સુધાના વીરા હંસલા!
તારાં સાવ રે સુધાનાં ઝગે તેજ રે:
તલાવડી દૂધે ભરી રે;
દૂધે ઝીલી, ચરી મોતીડાં,
ઊંચે ઊડ્યો જા ઓજસે એ જ રે!
તલાવડી દૂધે ભરી રે. ૮

## વહાણું

• "કે આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે" •

કે વાયાં વહાણાં વસુધાઆંગણે રે,
કે રવિરથ આવી ઊભો દ્વાર :
કે વસુધારાણી ! દ્વાર ઉઘાડજો રે !
કે રથના અશ્વો પાડે હાબડા રે,
કે વાદળ વાદળ પર રંગધાર :
કે વસુધારાણી ! દ્વાર ઉઘાડજો રે ! ૧

કે કમળો ઊઘડ્યાં સરિત સરોવરે રે,
કે સૂરજમુખીની ઊઘડી પાંખ :
કે વસુધારાણી ! દ્વાર ઉઘાડજો રે !
કે ધણનાં છૂટ્યાં રજનીદામણાં રે,
કે ચાલ્યાં સીમે માંડી આંખ :
કે વસુધારાણી ! દ્વાર ઉઘાડજો રે ! ૨

કે કસબી કલગી અશ્વશિરે ઊડે રે,
કે ઝૂલે રથના સોનલ દોર:
કે વસુધારાણી! દ્વાર ઉઘાડજો રે!
કે આવો લઈ ફૂલછાબ વધામણે રે,
કે ઉર પધરાવો ઉરનો મોર!
કે વસુધારાણી! દ્વાર ઉઘાડજો રે! ૩

કે નભને અજવાળ્યું રથની રજે રે,
કે પાવન પગલે ફરશે રાજ:
કે વસુધારાણી! દ્વાર ઉઘાડજો રે!
કે સ્નેહ ફરી નિજ જ્યોતિ ઝગાવશે રે,
કે પૂઠે ઝળશે સૌ સુખસાજ!
કે વસુધારાણી! દ્વાર ઉઘાડજો રે! ૪

## સંધ્યા

• પૂનમ ચાંદની ખીલી પૂરી અહીં રે •

સુંદર શોભા શી સજી સંધ્યા સોહાગણે રે!
વાદળી વાદળી ચાલી ઝીલવા એ નવરંગ:
આવો રમવા સૌ ઘડીભર ધરણીને આંગણે રે!
તપના તાપ ઉતાર્યા વ્યોમતણી વેરાગણે રે,
ગૂંથ્યાં મનમોહન કુસુમો સંધ્યાને અંગ:
આવો રમવા સૌ ઘડીભર ધરણીને આંગણે રે!—

પહેરી કસબી ચૂંદડી, ચાલી ચતુરા વાટ;
દેવનયનશો તારલો ચોઢ્યો લાલ લલાટ:

ઊડે જેમ ગુલાલ વસંતે ચોગમ ફાગણે રે,
એવા ઊડે એના રંગો અવનવ ઢંગ:
આવો રમવા સૌ ઘડીભર ધરણીને આંગણે રે!—સુંદર૦ ૧

સરવર સરિતા સિંધુમાં, પગ એ ધોવા જાય;
તાવ્યાં કંચનશાં બની, જળ સૌનાં રેલાય;

કુંકુમચરણે નભરમણી ચાલી ક્રીડાંગણે રે,
એના રૂપે નભદેવો ય બને વ્રતભંગ:
આવો રમવા સૌ ઘડીભર ધરણીને આંગણે રે!—સુંદર૦ ૨

આશભર્યાં ઉર સોણુલાં, આંખોમાં આરામ;
પળભરનું છે પલકવું, પછી ઊડવું કો ધામ:

રંગોની રાણી વીંધી સૌને સમરાંગણે રે
મલકી સરકી જાય ચઢી મદભર માતંગ!
આવો સૌ રમવા ઘડીભર ધરણીને આંગણે રે!
સુંદર શોભા શી સજી સંધ્યા સોહાગણે રે! ૩

## રજની

• આશાભર્યાં તે અમે આવિયાં •

ભરે ભરે ને રજ ઢાલવે,
ને એનાં ઘેને સુવાડે સહુ લોક રે:
રજની રજે ભરે રે:
ટપકી ટપકી એનાં આંસુડાં
ભરી દે છે ગગનના ગોખ રે:
રજની રજે ભરે રે. ૧

ઓળી સમાર્યાં નિજ કેશને,
એના પ્રીતમની જોતી વાટ રે:
રજની રજે ભરે રે:
રંગે ભીની ઊભી દ્વારમાં,
પણ પ્રીતમ ચાલ્યા બીજે ઘાટ રે!
રજની રજે ભરે રે. ૨

આવો, પ્રીતમ! મારે ઓરડે,
છાંટું મોંઘા મુખે સુધાનીર રે:
રજની રજે ભરે રે:
પોઢો મારે પ્રાણઢોલિયે,
ચાંપું થાક્યાં ચરણ ને શીર રે:
રજની રજે ભરે રે. ૩

થાળી ભરી ભરી ઠાલવ્યાં
મૃદુ સેજે શાં તારકફૂલ રે!
રજની રજે ભરે રે:
આવોને પ્રાણપરોણલા!
ઘડી લ્યોને ઉતારા અમૂલ રે!
રજની રજે ભરે રે. ૪

મૂક્યું ઓશીકું નભગંગનું
મારા પોઢણહારને કાજ રે:
રજની રજે ભરે રે:
ચાંદાનું ગાલમસૂરિયું
ગાલે દાબી પોઢો, મારા રાજ રે!
રજની રજે ભરે રે. ૫

પોઢો, પોઢો, મારા રાજવી!
મારાં હૈયાં હીંચોળા ખાય રે:
રજની રજે ભરે રે:
ગાઉં અનંતતાનાં ગીતડાં,
હસજો, વહાલમ! ત્યાં નીંદરમાંય રે!—
રજની રજે ભરે રે. ૬

હૈયે અંધારાં છે લખ્યાં,
તેને કર્મે જનમના વિજોગ રે:
રજની રજે ભરે રે:
સાઠે ઘડી તપી ઘૂમવું,
તેની રામાને શા રસભોગ રે?
રજની રજે ભરે રે: ૭

પૂર્વે પ્રભા રતૂડી ઊડે,
હાય! પ્રીતમના રથ જાય દૂર રે:
રજની રજે ભરે રે:
પલકી પલકી પડું આખરે,
મારી ભાગ્યની પોથી કાં ક્રૂર રે?
રજની રજે ભરે રે. ૮

## તારકડી

• શીખ સાસુજી દે છે રે કે વહુજી રહો ઢંગે •

ઝીણી ઝીણી કંઇ ઝબકું રે ઝીણી હું તો તારકડી,
ઊંચે આભને કંઠે રે લાડું સદા લાડકડી;
ઘરદીવડી જેવી રે જાગું સારી રાત ઝગી,
આવે નીંદ ન કેમે રે, રહે ઉર આગ ધગી. ૧

છૂટી ગંગામાતાથી રે પડી હું તો એકલડી,
ઘૂમી ઘૂમીને ઊડું રે, ઠરું નહીં એક ઘડી:
જવું આગે ને આગે રે, નિરખવું ન પાછું ફરી;
દૂર દૂર કો ઠેલે રે, નહીં ત્યાં થોભાય જરી. ૨

આભ ઊંડું ઊંડેરું રે રહે કંઇ છુપવી સદા,
વધું તેમ તેમ વાધે રે, ન કોથી મપાય કદા;
અણુસમર્યા સમયથી રે અનંતનો પંથ વહું,
નહીં અંતરની કથની રે કદી હું તો કોને કહું. ૩

જેવાં ભાગ્યે લખાયાં રે ભવે તેવાં ભોગવવાં,
સારાં નરસાં સંતોષે રે જગે જીવી જોગવવાં;
અણઉકલ્યા અંધારે રે દિસે વાટ વસમી ઘણી,
તોય એકાકી ઊડવું રે ગતી એ સૌ જીવતણી! ૪

નહીં ભાઈ કે ભાંડુ રે, નહીં સખી સહિયર કો,
નહીં વહાલું વડેરું રે, નહીં સગું અંતર કો;
ભર્યા વ્યોમની વચ્ચે રે ઉરે લાગે એકલડું,
ઊડે સૃષ્ટિવંટોળે રે એવું જીવપાંદરડું! ૫

નહીં કોઈના પથમાં રે કદી હું તો આડી પડું,
નહીં કોઈના સુખમાં રે કદી વચ્ચે આવી નડું:
પડ્યું વિશ્વ વિશાળું રે ત્યાં ખોળ્યે ખૂટે ન કશું,
એક જીવને સાટે રે વૃથા થવું ઘાતક શું! ૬

ઝીણી ઝીણી કંઇ ઝબકું રે, ઝીણી એવી તારકડી,
સ્વયંજ્યોતિ હું ઘૂમું રે, વિરાટની બાળકડી!
આવે અંધારાં સામે રે, વીંધી તોય વાટ વધું;
મારા અંતર ઝબૂકા રે, જીવન ઝબકાવે બધું! ૭

જુઓ, જુઓ જગતના રે વિભુબાળ વહાલપડાં!
નાની મોટી સૌ જ્યોતિ રે વીંધે આભ કાળપડાં;
કદી અનંતને આરે રે ન શોધ્યાં કો સુખ જડશે:
સ્વયંજ્યોતિ ઉઘાડો રે! અફલ પદ સાંપડશે! ૮

## ચાંદની

• વનમાં બોલે ઝીણા મોર •

આભલે થાળીભર છલકાય
કે ઊજળી ચાંદની રે લોલ,
હૈડાં ઊજળેરાં ઉભરાય,
કે લ્યો લ્યો ચાંદની રે લોલ!–

આભલે ચંબેલીના વેલા
કે ફૂલડે લચી રહ્યા રે લોલ,
ફૂલે ફૂલે કિરણુના રેલા
કે જગને સીંચી રહ્યા રે લોલ. ૧

આભલે દૂધે સીંચ્યો ખીલ્યો
કે એક બટમોગરો રે લોલ:
એની પાંખડીએ છે ઝીલ્યો
કે સુરભૂમિનો ઝરો રે લોલ! ૨

ઝીલો ઝીલો એ અમીની ધારા
કે સુરલોકથી સરે રે લોલ!
ઊજળી આંખોના અણુસારા
કે ઊજળાં હૈયાં કરે લોલ! ૩

ઝીલે મોગરા ને ચંબેલી
　　　　કે ખીલવે પાંખડી રે લોલ;
ઝીલે ગુલછડી કો અલબેલી,
　　　　કે કુમુદની આંખડી રે લોલ. ૪

ઝીલે વાદળી, સરિતા, સિંધુ,
　　　　કે હંસ ને મોરલા રે લોલ;
ઝીલી ચાંદનીપૂર્યાં બિંદુ,
　　　　કે મોતીડાં ધરે કલા રે લોલ! ૫

આવો, આવો સૌ ઝીલનારાં!
　　　　કે ઝીલતાં કાળપ જશે રે લોલ;
ઊજળાં હાસ્ય એ વિધિનાં ન્યારાં
　　　　કે ઊજળે હૈયે વસે રે લોલ! ૬

રસ રસ ચાંદની રે રેલાય
　　　　કે પરમ પ્રસાદની રે લોલ:
અમૃત ઊજળેરાં ઉભરાય:
　　　　કે લ્યો લ્યો ચાંદની રે લોલ! ૭

## રૂપેરી ચાંદની

• નીંદર ભરી રે ગુલાબે ભરી •

ચલકી રહી રે હો! ચલકી રહી,
આ રૂપેરી ચાંદની ચલકી રહી!—

ફરતી આકાશે દેવસુંદરી કો ગોરી,
તેની આ પદરજ ઝલકી રહી:
આ રૂપેરી ચાંદની ચલકી રહી. ૧

દુનિયામાં દેવ કેરા આનંદ ઉતારવા,
રસની આ છોળ જાણે છલકી રહી:
આ રૂપેરી ચાંદની ચલકી રહી. ૨

રૂપેરી ફૂલપાન સાગર પર વેરતી,
ઘેલી આ પ્રેયસી કો પલકી રહી:
આ રૂપેરી ચાંદની ચલકી રહી. ૩

અંધરાતી આંખોને એ અમૃતથી આંજવા,
લજ્જાળુ લલના શું લળકી રહી?
આ રૂપેરી ચાંદની ચલકી રહી. ૪

હિમ જેવા શ્વેત નિજ હંસો ઉડાડતી,
મધુરાં હાસે કો આ મલકી રહી :
આ રૂપેરી ચાંદની ચલકી રહી. ૫

કોના આવાસમાં, કોના ઉચ્છ્વાસમાં,
સોહમ્‌ની લહેર આ સળકી રહી ?
આ રૂપેરી ચાંદની ચલકી રહી. ૬

અજબ બ્રહ્મમોરલાનું કિરણનૃત્ય દેખી,
આત્માની ઢેલ કોની ઢળકી રહી ?
આ રૂપેરી ચાંદની ચલકી રહી. ૭

## પનિહારી ચંદા

• કે આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે •

કે પાણીડાં ગઈ'તી અમીસરોવરે રે,
કે બેડલું રેલાતું ચોધાર:
  છલોછલ છલકે મારું બેડલું રે.
કે ઢળી ઢળી જાતાં અમી એ વાટમાં રે,
કે હસતો છૂપતો સૂર્યકુમાર:
  છલોછલ છલકે મારું બેડલું રે. ૧

કે કુંજમાં વાટડલી જઉં પાડતી રે,
કે પગલે પડતા અમીછંટકાવ:
  છલોછલ છલકે મારું બેડલું રે.
કે રેલા અમીના ઊતરે આભલે રે,
કે આભલે ઊઘડે રૂપલા ભાવ!
  છલોછલ છલકે મારું બેડલું રે. ૨

કે કુંજથી વિચરું ધોરી વાટમાં રે,
કે લટકે બેડું ઝોલાં ખાય:
છલોછલ છલકે મારું બેડલું રે.
કે પળપળ ઊડતાં ઝળહળ બિંદુડાં રે,
કે છાંટણાં ચોગમ એ છંટાય:
છલોછલ છલકે મારું બેડલું રે. ૩

કે રૂપલા વાડી ખીલતી આભની રે,
કે ખીલતી ધરણી નવનવ રંગ:
છલોછલ છલકે મારું બેડલું રે.
કે અમી આ પાજો ભરભર આત્મને રે,
કે ખીલજો એવાં અમીમય અંગ!
ઉતારો, રસિયાં! મારું બેડલું રે! ૪

## ચંદાનું ગાન

• વનમાં બોલે મીઠા મોર •

હાં રે હું તો ધરણીમાતાની વડી બેટી,
વળાવી નભસાસરે રે લોલ,
તોય મારાં ભાંડુડાં સેવું રહી છેટી,
પડ્યાં જે માને આસરે રે લોલ:
ઝેરવેરભર્યાં અંધારજળ વેરે
ભૂંડો કો છૂપી વ્યોમમાં રે લોલ,
ઘેરાં ઘેરાં ઘેને તે નેણુ સૌનાં ઘેરે,
છવાય રોમરોમમાં રે લોલ. ૧

સોને મઢ્યો કૂવો સાસરિયાનો
અમૃત ઉભરાવતો રે લોલ,
તેમાં માતદીધો કુંભ મારો નાનો
ભરી હું લઉં ભાવતો રે લોલ!

મોડી વહેલી રોજ એ કુંભ લઈ જાઉં,
ભાંડુડાં મારાં ઠારવા રે લોલ,
ગોરાં ગોરાં અમૃત એ સૌને હું પાઉં,
તે ઘેનને ઉતારવા રે લોલ! ૨

ઊંચો મારો સાસરિયાનો માળો,
મઢેલો તારાફૂલડે રે લોલ;
તેમાં મારો હીંચકો બાંધી રઢિયાળો,
ઝૂલું હું કરઝૂલડે રે લોલ;
હાથે લાગ્યાં ફૂલડાં ચૂંટી ચૂંટી
હું વેરું માને આંગણે રે લોલ,
હીંચી ઘડી ત્યાંથી હું જાઉં નીચે છૂટી
માતાને પાયલાગણે રે લોલ! ૩

ઘેરીલહેરી સાસરિયાની વાતો
બતાવું નહીં ખોલીને રે લોલ,
રાતો તાતો જ્વાલામુખી ઉર છાતો
સુધાએ રાખું બોળીને રે લોલ!
એક મેં તો સેવાનાં વ્રત લીધાં,
તે ઘૂમી ઘૂમી પાળવાં રે લોલ,
સાચાં મારાં હેવાતણ એ કીધાં:
ઉભય કુળ ઉજાળવાં રે લોલ! ૪

સેવા કરું માતપિતાની સ્નેહે,
સેવા હું કરું સાસરે લોલ,
સેવા કરું ભાંડુડાંની ઉરલેહે:
ધર્મ જ સેવા–આસરે રે લોલ!
વાદળ સરવર સરિતા ને સિંધુ
સુમન મારાં ઝીલતાં રે લોલ;
ગાંઠે હોય સિંધુ કે હોય નાનું બિંદુ:
સેવાએ રહો ખીલતાં રે લોલ! ૫

## વીજળી

• શહેરનો સુબો ક્યારે આવશે રે •

આભની લાડલી કન્યકા રે!
આવડા શા રૂપઝબકાર રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે?
ઊભી અમરની અટારીએ રે,
દે છે ઝુકાવી જગપાર રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે? ૧

વનની ઘટાશાં વાદળે રે
હીંચે આ તારા હિંડોલ રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે?
આંજે જગતની આંખડી રે
ઊંચા તારા રંગમહોલ રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે? ૨

ઊઘડે અજબ અંગવેલડી રે,
ઊઘડે અજબ તુજ રૂપ રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે?
ઊભર્યાં શા આભને અંતરે રે
જાણે કો જ્યોતિના કૂપ રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે? ૩

આભલે આભલે ઊડતી રે
વીંધે તારી તું ઘોર વાટ રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે?
ફેંકે શાં બાણ તુજ મોહનાં રે,—
ઊતરે ન કો ઉચ્ચાટ રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે? ૪

એકાકી આભને ગોખલે રે
તારા શા વહ્નિના વિલાસ રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે?
ભયથી જગત ભડકાવતું રે
ઊતરે તારું અટ્ટહાસ્ય રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે? ૫

મેહુલિયો મારે મોરચા રે,
વીંધી કૂદે તું તેને શીર રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે?
પલકી પતંગિયું પલપલે રે,
એવી ઉઠાડે તું અધીર રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે? ૬

મસ્તીલી વ્યોમની પંખિણી રે!
આંખડીએ ભરી કશી જ્વાળ રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે?
દિલને દઝાડી હાસવું રે,
એવા શા આગના ઉછાળ રે, વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે? ૭

કેવડિયા જેવી ધારીલી રે
ઝાલશે કોણ તારી પાંખ રે? વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે?
તેજીલો કંથ કોણ આવશે રે?
લાજે લપાશે કેવી આંખ રે? વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે? ૮

## ઉષાનું ગાન

• કે આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે•

કે આભમાં ચાલે ઊંડી ગોઠડી રે,
કે હોલાતા રજનીના દીપ:
    કે રસિયાં! જોજો શુભની વાટડી રે;
કે ધીમે ઊઘડે બારી પૂર્વની રે,
ને આવું હસતી સર્વ સમીપ!
    કે રસિયાં! જોજો શુભની વાટડી રે! ૧

કે રવિરથની રજ આવે ઊડતી રે,
કે ઊભી ધરણી લઈ ફૂલછાબ:
    કે રસિયાં! જોજો શુભની વાટડી રે;
કે ગુલપાંદડીઓ ઊડે આભમાં રે,
કે ભૂ પર ખરતાં આભગુલાબ?
    કે રસિયાં! જોજો શુભની વાટડી રે! ૨

કે વાદળ વાદળ કૂદતી ઊતરું રે,
કે રજથી રાતાચોળ કપોલ :
કે રસિયાં! જોજો શુભની વાટડી રે;
કે દૂરથી જોતાં ઓળા ભાગતા રે,
કે આવ્યો રંગતણો વંટોળ!
કે રસિયાં! જોજો શુભની વાટડી રે! ૩

કે વૃક્ષ હીંચોળી નાખું સ્વર્ગનું રે,
કે જગ પર વેરું તેના મોર :
કે રસિયાં! જોજો શુભની વાટડી રે;
કે વહાલાં! લૂંટજો એ આનંદને રે,
કે આશા મોરે આઠે પહોર!
કે રસિયાં! જોજો શુભની વાટડી રે! ૪

કે આભે પાડું પ્રતિબિંબ સ્વપ્નનાં રે,
કે તેશું રમતાં રહો જન સર્વ :
કે રસિયાં! જોજો શુભની વાટડી રે;
કે આવો મારા કુંકુમ મહોલમાં રે,
કે દિન દિન ઊઘડે મુજ નવપર્વ!
કે રસિયાં! જોજો શુભની વાટડી રે! ૫

કે રવિરથ આવી થોભે બારણે રે,
કે આંગણે ઊતરશે નભદેવ :
    કે રસિયાં! જોજો શુભની વાટડી રે!
કે દેવચરણમાં આશા સૌ ફળો રે—
કે મારે તો જાવું તતખેવ!
    કે રસિયાં! જોજો મારી વાટડી રે! ૬

# ઉષા ને સંધ્યા

• ગરબી* •

સખી ! પ્રાચીમાં આભને દ્વાર, ઉષાના ઓળા પડે,
સખી ! પશ્ચિમના પડદાની પાર, કે સંધ્યાનાં સોણાં જડે;
સખી ! કમળને પાંદડે દૂર, ઉષાના ઓળા પડે,
સખી ! કુમુદને ઉર નવનૂર, કે સંધ્યાનાં સોણાં જડે. ૧

સખી ! ઊંડે નયનને ગોખ, ઉષાના ઓળા પડે,
સખી ! ઝળતે હૃદયને ચોક, કે સંધ્યાનાં સોણાં જડે;
સખી ! ગુલોશા ખીલતે કપોલ, ઉષાના ઓળા પડે,
સખી ! પાનીને પદ્મે અમોલ, કે સંધ્યાનાં સોણાં જડે, ૨

સખી ! અધરકટોરીને પાળ, ઉષાના ઓળા પડે,
સખી ! કૂંળી અંગુલિઓને ડાળ, કે સંધ્યાનાં સોણાં જડે:
સખી ! ડાંખળીશા ઝૂલતે હાથ, ઉષાના ઓળા પડે,
સખી ! પગલીમાં કુંકુમની સાથ, કે સંધ્યાનાં સોણાં જડે. ૩

સખી ! અંગઅંગમાં કંઈ ઑર, ઉષાના ઓળા પડે,
સખી ! મૉર્યા કંઇ નવરસ મૉર, કે સંધ્યાનાં સોણાં જડે;
સખી ! ઊઘડેલ અંતરને દ્વાર, ઉષાના ઓળા પડે,
સખી ! આત્માના પડદાની પાર, કે સંધ્યાનાં સોણાં જડે. ૪

*આ ગરબી નવી છે. "પાણીડાં કેમ ભરીએ ?" એ દયારામની ગરબીના ઢાળમાં પણ ગાઇ શકાશે.

## અમૃતપુરીની દેવીઓ

• ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ •

અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ,
માનવપુરીની અમ વાટ :
કાંઈ લાવિયાં રે લોલ ;
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ.

અમીથી આંજેલ અમ આંખડી રે લોલ,
હાથમાં છે રાખી રક્ષા માટ
રૂડી રાખડી રે લોલ :
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ. ૧

માનવપુરીના ઝાંખા દીવડા રે લોલ,
ભમી તોય બળે ત્યાં પતંગ,
રંક જીવડા રે લોલ ;
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ ;

ઝગમગે પ્રચંડ દીપ આંગણે રે લોલ,
તોય રહે અખંડ અમ પ્રસંગ,
ભંગ ના ગણે રે લોલ ;
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ. ૨

તેજ ને અંધાર કેરાં જોડલાં રે લોલ,
પાપ પુણ્ય, સત અસતનો માલ
ભરે હોડલાં રે લોલ;
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ :

નાવડાં ડૂબે એ મધ્યસાગરે રે લોલ,
ડૂબે સર્વ સાથ ત્યાં અકાલ;
રુદન ક્યાં કરે રે લોલ ?
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ. ૩

અમૃતપુરીના ઊંચા માંડવા રે લોલ,
માનવપુરીની નીચી વાટ :
પંથ પાડવા રે લોલ,
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ.

આવો, અમ દેશ કંઈ દેખાડશું રે લોલ,
હયે હૈયે માંડી પ્રેમપાટ,
અમી પિવાડશું રે લોલ !
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ. ૪

## અમરવસંત

• મારી મટુકીમાં હો મહારાજ! મહીડાં છલકે રે •

આવી આવી આ અમરવસંત વિશ્વસદનમાં રે,
એનાં ઊતરે છે હાસ્ય અનંત વનમાં જનમાં રે;
આજે આવી છે નવરસરેલ, જગને ભરતી રે,
તેમાં કરતી સૌ કુદરત ખેલ, તરતી સરતી રે:

સ્વર્ગફુવારા ફૂટતા, સીંચે જગના બાગ:
પળપળ અમીકણ છૂટતા પૂરે ફૂલફૂલમાં નવફાગ;
—વનમાં જનમાં રે:
આવી આવી આ અમરવસંત વિશ્વસદનમાં રે. ૧

ઊંચે ઊંચે ઊડે નભપાંખ ઝીલતી જ્યોતિ રે,
નીચે નીચે ઝળે જનઆંખ, ચિત્રે મો'તી રે:
આજે રસધરના છે રાસ, કુદરત ચોકે રે,
એના ભવ્ય બ્રહ્માંડવિલાસ છાય ત્રિલોકે રે:

ઊતર્યાં ફરી આકાશ આ, ઊઘડ્યાં નવલપ્રભાત;
ઉરઉરના આવાસમાં ચાલે નવનવ નૂરની વાત;
—વનમાં જનમાં રે:
આવી આવી આ અમરવસંત વિશ્વસદનમાં રે. ૨

આજે મૂર્ત બન્યાં છે સર્વ સ્વર્ગનાં સ્વપ્નાં રે,
પૃથ્વી પલકે છે પાંદડે ખર્વ તેજે તપનાં રે;
આજે વિશ્વવીણાના તાર વિભુ ફરી તાણે રે,
એના તારે તારે રણુકાર અજબ કો આણે રે:

સુંદરતાનાં, સ્નેહનાં અંજન જગ અંજાય;
કિરણે કિરણે દેહના ઝબકે ચિરયૌવનની ઝાંય;
—વનમાં જનમાં રે:
આવી આવી આ અમરવસંત વિશ્વસદનમાં રે. ૩

આવો આવો, ઓ રસના સંત! હસતા આવો રે,
જગઝૂલતી આ અમરવસંત ઉર પધરાવો રે!
વિભુ ઊભો રહી રસઘાટ બંસી બજાવે રે,
એના ઊડતા આનંદ વિરાટ ઝીલજો ભાવે રે!

ક્યાં નંદનવન નાથનાં, ક્યાં જનજીવન શૂન્ય?
નિત્યવસંતના સાથમાં ખીલજો પુષ્પસમાં તમ પુણ્ય!
—વનમાં જનમાં રે:
આવી આવી આ અમરવસંત વિશ્વસદનમાં રે. ૪

## ફૂલવાડીનો મોરલો

• કે આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે •

કે કુંજમાં મઘમઘ મહેકે ફૂલડાં રે,
કે આવી મોંઘી દેવવસંત;
　　કે નાચે ફૂલવાડીનો મોરલો રે.

કે પાંદડે પાંદડે પલકે હીરલા રે,
કે ઊછળે ઉર ઉર ભાવ અનંત:
　　કે નાચે ફૂલવાડીનો મોરલો રે. ૧

કે આભને માથે રંગભર છોગલાં રે,
કે એવાં ધરણીશિર ગુલમોર:
　　કે નાચે ફૂલવાડીનો મોરલો રે.

કે ઊઘડે ચંદરવા દિશદિશ તણા રે,
કે ઊઘડે હૈડાં આઠે પહોર:
　　કે નાચે ફૂલવાડીનો મોરલો રે. ૨

કે મોગરા ગગને ખીલ્યા તેજના રે,
કે ચૂંદડી જગની રતનજડાવ:
  કે નાચે ફૂલવાડીનો મોરલો રે.

કે સૂરજ છાંટે નવરસ છાંટણાં રે,
કે એવા અંતર અમીછંટકાવ:
  કે નાચે ફૂલવાડીનો મોરલો રે. ૪

કે શિર પર ડોલે કલગી વિભૂતિની રે,
કે અદ્દભુત ખોલે પ્રાણકલાપ:
  કે નાચે ફૂલવાડીનો મોરલો રે.

કે થનગન થનગન લોલે આંગણાં રે,
કે ટહુકે ગરજે આતમ આપ:
  કે નાચે ઉરવાડીનો મોરલો રે. ૫

## કોયલ બ્હેનાં

• ગરબી •

મીઠી કોયલડી મધુ બોલ રે મારી કોયલ બ્હેનાં,
તારા કિલકિલિયા કલ્લોલ રે મારી કોયલ બ્હેનાં;
તારા અંતરમાં આનંદ રે મારી કોયલ બ્હેનાં,
તારા ઉરછલકાતા છંદ રે મારી કોયલ બ્હેનાં. ૧

ઝીણા ઝીણા ઊડે નભ મેઘ રે મારી કોયલ બ્હેનાં,
તેવા તારી પાંખોના વેગ રે મારી કોયલ બ્હેનાં;
મીઠી ઘંટડી વાગે દૂર રે મારી કોયલ બ્હેનાં,
તેવા લાગે સરતા તુજ સૂર રે મારી કોયલ બ્હેનાં! ૨

ઘન પાછળ જેમ છુપાઈ રે, મારી કોયલ બ્હેનાં,
રેડે ચંદા અમી સુખદાઈ રે મારી કોયલ બ્હેનાં;
લીલે પાંદડે જેમ ઢંકાઈ રે, મારી કોયલ બ્હેનાં,
પ્રસરાવે પરિમલ જાઈ રે, મારી કોયલ બ્હેનાં;— ૩

*આ ગરબી નવી રચી છે. એની ચાલ "અંજનીના જાયા હનુમાન રે" એના જેવી કંઈક છે, પણ તેથી જરા જુદી પડે છે.

ભૂરે પહાડ ઉષા સંતાઈ રે, મારી કોયલ બ્હેનાં,
ઝીણું તેજ વેરે મહીમાંહીં રે મારી કોયલ બ્હેનાં;—
એવી તારી સરે સૂરધાર રે મારી કોયલ બ્હેનાં,
ઘડી થોભી ઝીલું ટહુકાર રે મારી કોયલ બ્હેનાં! ૪

મીઠો આવડો તે શો શોર રે મારી કોયલ બ્હેનાં?
ચમકાવે હૈયાં અમ ઘોર રે મારી કોયલ બ્હેનાં.
ઊડતી ઊડતી દૂર જાય રે મારી કોયલ બ્હેનાં,
ખરતા તારાશા સૂર ટપકાય રે મારી કોયલ બ્હેનાં! ૫

શીળી ચાંદનીમાં નદીનીર રે મારી કોયલ બ્હેનાં,
લહરી ઉભરાવે તીર રે મારી કોયલ બ્હેનાં,
તેમાં સરે રૂપેરી બાણુ રે મારી કોયલ બ્હેનાં,
તેવી ઉર સરે તુજ વાણુ રે મારી કોયલ બ્હેનાં! ૬

તુંને પૂછું અહીં એક વાત રે મારી કોયલ બ્હેનાં,
તારી રંગીલી પંખીજાત રે મારી કોયલ બ્હેનાં:
તારો હર્ષ વહે શો અખંડ રે મારી કોયલ બ્હેનાં,
કેમ દુઃખદ માનવપંડ રે મારી કોયલ બ્હેનાં? ૭

તારું સ્વર્ગ રેલાવતું ગાન રે, મારી કોયલ બ્હેનાં,
કેમ શોક વસે અમ તાન રે મારી કોયલ બ્હેનાં?
અમ હાસ્ય પૂઠે દુઃખછાંય રે મારી કોયલ બ્હેનાં,
તું તો નિત્ય હસી હસી ગાય રે મારી કોયલ બ્હેનાં! ૮

તારા સરલ સુહૃદ ટહુકાર રે, મારી કોયલ બહેનાં,
અમ હૈયે શેં મદ–અંધાર રે મારી કોયલ બહેનાં?
ભૂતભાવિ ભરે જન ચંચ રે મારી કોયલ બહેનાં,
પણ શાંતિ ન પામે રંચ રે મારી કોયલ બહેનાં! ૯

દેશે તુજ ઉરનો ઉલ્લાસ કે, મારી કોયલ બહેનાં?
કહેશે ક્યાં અમ છે સુખવાસ કે, મારી કોયલ બહેનાં?
ઉર ભર તુજ સ્નેહ અમોલ રે મારી કોયલ બહેનાં!
મીઠી કોયલડી! મધુ બોલ રે મારી કોયલ બહેનાં! ૧૦

## લજામણીની વેલી

• વહાલા લાગો છો વિશ્વઆધાર રે, સગપણ તમ સાથે •

હું તો નમણી લજામણીની વેલી રે, હાથ કોઈ અડશો મા!
મારું હૈડું આ પળમાં બિડાય: હાથ કોઈ અડશો મા!
કૂંળી કૂંળી આ પાંખડી છે મારી રે, હાથ કોઈ અડશો મા!
જરી અડતામાં ઝૂમી એ જાય: હાથ કોઈ અડશો મા! ૧

હું તો આકાશી વીજળીની વેલી રે, હાથ કોઈ અડશો મા!
રહું સંતાઈ વાદળીને વાસ: હાથ કોઈ અડશો મા!
મારી આંખડી બિડાય નહીં બીડી રે, હાથ કોઈ અડશો મા!
સહેજે જોતામાં ઝબકું ચોપાસ; હાથ કોઈ અડશો મા! ૨

હું તો અલબેલી પ્રાચીની વેલી રે, હાથ કોઈ અડશો મા!
ઉષા લજ્જાતી જોતી દિગંત; હાથ કોઈ અડશો મા!
લાલ ગુલો હું વેરતી આ વ્યોમે રે, હાથ કોઈ અડશો મા!
કિરણ અડતામાં તૂટે ઉરતંત: હાથ કોઈ અડશો મા! ૩

હું તો ઊગતી ચંબેલીની વેલી રે, હાથ કોઈ અડશો મા!
મારાં પુષ્પો છે પુણ્યોશાં શ્વેત; હાથ કોઈ અડશો મા!
પડ્યાં છૂંદણાં જગતને હાથે રે, હાથ કોઈ અડશો મા!
પુષ્પો નંદાશે અડતાં સમેત: હાથ કોઈ અડશો મા! ૪

હું તો અદ્દભુત આનંદની વેલી રે, હાથ કોઈ અડશો મા!
મારી પાંખડીઓ પળમાં વિલાય: હાથ કોઈ અડશો મા!
હું તો સારા સંસારની લક્ષ્મી રે, હાથ કોઈ અડશો મા!
મારે હૈયે તો સ્વર્ગો લહેરાય: હાથ કોઈ અડશો મા! ૫

## પોયણી

• ગોવાળિયે ઘેલાં કીધાં રે •

નીચે ઊભી હું ડોલું નીરે,
ચાંદલિયે આંખો ઠરી રે!—

સોના રૂપાથી ઘડ્યું નાવડું એ આવશે,
વહાલમ હંકારે ધીરે ધીરે:
ચાંદલિયે આંખો ઠરી રે! ૧

જ્યોતિનાં મોતી તરે આભને સરોવરે,
નાખશે ત્યાં જાળ તદબીરે:
ચાંદલિયે આંખો ઠરી રે! ૨

ગરશે કૈં મોતી નીચે મારે સરોવરે,
ઝીલી તે રાખું મારાં ચીરે:
ચાંદલિયે આંખો ઠરી રે! ૩

પૂઠે એ ખોળતો ત્યાં આવે ચાંદલિયો,
ડૂબકી ભરે હો નીરે તીરે!
ચાંદલિયે આંખો ઠરી રે! ૪

આવો, ચાંદલિયા! આ મારા આવાસમાં!
રોજ હું જમાડું મોતી ક્ષીરે:
ચાંદલિયે આંખો ઠરી રે! ૫

ઘડીક ઠરી શું જાઓ પાછા ગગનમાં?
જોઈ જોઈ રહેવું તગદીરે!
ચાંદલિયે આંખો ઠરી રે! ૬

રાતભર જોઈ સુધા ઝીલવી શું દૂરથી?
હૈયે શું ન ધારું એ લગીરે?
ચાંદલિયે આંખો ઠરી રે! ૭

આવો અંધારિયાં, આવો અજવાળિયાં:
હું તો જડાઈ આ જંજીરે!
ચાંદલિયે આંખો ઠરી રે! ૮

## ચાંદલિયા! ફર તો જરા રે!

• ગોવાળિયે ઘેલાં કીધાં રે •

ફર તો જરા, છે જોવું મારે,
ચાંદલિયા! ફર તો જરા રે!—

રોજ રોજ એક તારું મુખડું બતાવે,
જેમ આવે તેમ હઠે કાં રે?
ચાંદલિયા! ફર તો જરા રે! ૧

ઘાટ ઘાટ રચે તારું નાવડું રૂપેરી,
તેનું તેજ દેખી મન હારે:
ચાંદલિયા! ફર તો જરા રે! ૨

નાવડું આ તારું સરે આભને સરોવરે,
તોય ના ઉતારે પેલી પારે:
ચાંદલિયા! ફર તો જરા રે! ૩

શાંત ને સુધાભરી આ આંખ તારી ઓપતી,
પેલી ગમની કેવી પલકારે?
ચાંદલિયા! ફર તો જરા રે! ૪

સ્વર્ગના સુવર્ણના છે દેવરંગ દોહ્યલા,
કે છે આત્મઝલક તે દિદારે?
ચાંદલિયા! ફર તો જરા રે! ૫

એક વાર તો બતાવ છે શું તેં છુપાવ્યું?
અણદીઠાં તે સ્વપ્ન જોઉં ક્યારે?
ચાંદલિયા! ફર તો જરા રે! ૬

જગતથી ભલે છુપાવ તારો આ ખજાનો,
હું તો સ્નેહી, જોવું સર્વ મારે!
ચાંદલિયા! ફર તો જરા રે! ૭

## કમળતલાવડીનો હંસલો

• પાલવડો મારો મેલો, મોહનજી •

કમળતલાવડીએ ઊભો છે હંસલો,
ચંદનીથી ધોઈ દેવપાંખો રે લોલ;
ભ્રમરગુંજારવે એ ગુંજે તલાવડી,
બીડી છે હંસલાની આંખો રે લોલ.— ૧

ક્યાંની તલાવડી ને ક્યાંનો એ હંસલો,
ક્યાંનાં એ પાણીડાં છલકે રે લોલ?
ક્યાંના ભ્રમર ચકરાવે ગુંજારવે
કમળની કીકીઓમાં મલકે રે લોલ? ૨

આજે છે રસના આ સાગર તલાવડીએ,
રસિયાંની રસનાને લોભે રે લોલ;
કાલે સુકાશે એના રસનાં ઝરણુ, ત્યાં
કોણુ એ તલાવડીએ થોભે રે લોલ? ૩

સુંદરની સુંદરતા એવી વસુંધરામાં
આવે ને જાય ઘડી મોડી રે લોલ;
બીડી આંખે ન એક જાણે એ હંસલો,
ક્યાં લગ રહે સુંદરતા સોડી રે લોલ! ૪

સોહે તલાવડી કે સોહે એ હંસલો,
સોહે સરોજ ભ્રમરચૂમ્યાં રે લોલ;
આભલેથી કાલપડછાયા ઊતરતાં
રહેશે એ કોણ અણઝૂમ્યાં રે લોલ? ૫

કમળતલાવડીએ ઊભો છે હંસલો:
હંસલા! ઉઘાડ તારી આંખો રે લોલ!
અદલ કમળ પર ગુંજે ભ્રમર ભલે:
બીડી શેં તારી દેવપાંખો રે લોલ? ૬

## પંખીડું

• ગરબી * •

કૂવામાંનાં પાણી આવે હવાડાની માંય,
મારાં હૈડાનાં હેત એવાં આંખે છલકાય :
સખી ! પંખીડું કો બોલે મારે બારણે રે લોલ. ૧

ઊંચી નીચી વાદળી ને વીજળીના ખેલ,
એવી ઝબૂકે છે આશા મારા મનડાને મહેલ :
સખી ! પંખીડું કો પલકે મારે બારણે રે લોલ. ૨

અંધારિયા આંગણામાં ચાંદનીના ચોક,
એવાં ફૂલડાં વેરાય મારા આતમાને ગોખ :
સખી ! પંખીડું કો ઝૂકે મારે બારણે રે લોલ. ૩

નીલે નીલે આભે રેલે કાળા ધોળા મેઘ,
મારી નીંદરે રેલાય એવા સોણલાંના વેગ :
સખી ! પંખીડું કો ખેલે મારે બારણે રે લોલ. ૪

*આ ગરબી નવી રચી છે. રાગ જીલ્લો–તાર ફેરવ્યો.

લીલા વનના હીંચકા ને લટકાળા મોર,
મારે મંદિરે કો મહાલે એવા ચિત્તડાના ચોર :
સખી ! પંખીડું કો હીંચે મારે બારણે રે લોલ. ૫

વીંધતી વસંત ફોરે કુંજે કુંજે ફૂલ,
મારી કીકીના પલકારમાં તો દુનિયા છે ડૂલ :
સખી ! પંખીડું કો થંભે મારે બારણે રે લોલ. ૬

ચંબેલીના તારલા ને મોગરાનો ચંદ,
મારે નેહે ખીલે સાથે એવાં તેજ ને સુગંધ :
સખી ! પંખીડું કો ઝીલે મારે બારણે રે લોલ. ૭

આંબે આંબે કોકિલા ને વડલે વડલે વાત,
મારાં નેણુમાંનું નામ બોલે દિવસ ને રાત :
સખી ! પંખીડું કો ટૌકે મારે બારણે રે લોલ. ૮

હિમાલયના હંસલા ને માનસરના તીર,
આભે ઊડી જાઉં એવી મારા આત્માની અધીર !
સખી ! પંખીડું કો પેસે મારે બારણે રે લોલ. ૯

## કિરણ

• ઓધવ, નંદનો છોરો તે નમેરો થયો જો—ફેરફાર સાથે •

એક કિરણ છે ઊતર્યું આકાશથી રે લોલ,
એનાં દેવદીધાં વિશ્વમોંઘાં તેજ જો :
વહાલાં! આવો, એ આત્મમાં સમાવીએ રે લોલ!—

કિરણ ઝિલાયું એ તારલાના ઝુંડમાં રે લોલ,
ત્યાંથી સર્યું એ જોતજોતાં સહેજ જો :
વહાલાં! આવો, એ આત્મમાં સમાવીએ રે લોલ! ૧

કિરણ ઝીલ્યું ત્યાં સૂર્યે ને સુધાકરે રે લોલ,
ત્યાંથી સરતું તે પડયું મેઘશીર જો :
વહાલાં! આવો, એ આત્મમાં સમાવીએ રે લોલ! ૨

કિરણ ગૂંચવાયું વીજળીના વાસમાં રે લોલ,
ત્યાંથી સર્યું તે ચીરી એનાં ચીર જો :
વહાલાં! આવો, એ આત્મમાં સમાવીએ રે લોલ! ૩

કિરણ ઊતર્યું ત્યાં ધરણીને અંતરે રે લોલ!
ત્યાંથી સર્યું તે પ્રકૃતિને પ્રાણ જો :
વહાલાં! આવો, એ આત્મમાં સમાવીએ રે લોલ! ૪

કિરણ ઝીલ્યું તે વૃક્ષે અને પ્રાણીએ રે લોલ,
ત્યાંથી સરતું તે આવ્યું પ્રભુબાણ જો:
વહાલાં! આવો, એ આત્મમાં સમાવીએ રે લોલ! ૫

કિરણ ઊતર્યું તે અંતે માનવદેહમાં રે લોલ,
એને મંદિરે છે થાપ્યો એનો ઘાટ જો:
વહાલાં! આવો, એ આત્મમાં સમાવીએ રે લોલ! ૬

કિરણ ખીલે જો ત્યાં એ સપ્તરંગમાં રે લોલ,
ખીલે એના પ્રકાશ ત્યાં વિરાટ જો!
વહાલાં! આવો, એ આત્મમાં સમાવીએ રે લોલ! ૭

## પધરામણી

• ગિરધારી રે, વાત કહું તે વિચારો •

કોઈ કુમકુમ પગલે આવે રે,
કોઈ રસરસ ઢગલે લાવે રે:
સખી! ચાલો રે,
મીઠડાં ગીતડાં ગાવા,
પ્રભુરસના લઇયે લહાવા!— સખી!૦

રંગ ઝરે રળિયામણા, શોભે જળથળ સાર;
ઝગમગ એ રસ ઝીલવા, રસિક બનો તૈયાર!
કોઈ હસતું રમતું આવે રે,
કોઈ રસબસ ઝમતું લાવે રે:
સખી! ચાલો રે,
નિમળ તેજે ના'વા;
પ્રભુરસના લઇયે લહાવા! ૧

મધુરાં બાળકશું કરે પંખીડાં કલ્લોલ;
હરિનાં એ વનલાડકાં અંતર રસે અમોલ:

કોઈ તનમન ભરતું આવે રે,
કોઈ નવરૂપ તરતું લાવે રે,
સખી! ચાલો રે,
નવરવ હૃદય સમાવા,
પ્રભુરસના લઇયે લહાવા! ૨

સુખિયાંનાં સુખ વાધજો, દુખિયાંનાં દુઃખ દૂર:
પુણ્ય છલકજો પૃથ્વીમાં, ઘટો પાપનું પૂર!

કોઈ જગ ભીંજવતું આવે રે,
કોઈ ઉર હીંચવતું આવે રે:
સખી! ચાલો રે;
સ્નેહ પરસ્પર સા'વા,
પ્રભુરસના લઇયે લહાવા! ૩

# દીવાળી

• વનમાં બોલે મીઠા મોર •

પ્રગટે ઘરઘર આજ પ્રકાશ,
દીવાળીનાં મેરિયાં રે લોલ:
ઝળકો આર્યભૂમિના વાસ,
હો રંગભર હેલિયાં રે લોલ!—

ઊંડું અંતર કાળનું, ઊંડા આ અંધાર;
આવે તેમાં તેજના મોંઘેરા ચમકાર:

ઊંડાં ઊંડાં છે અમ ગીત
કે ગરવાં ઘેલિયાં રે લોલ;
આવો, ગાઈએ સહુ શુભ રીત,
હો રંગભર હેલિયાં રે લોલ! ૧

દીવે દીવે દેવની સ્નેહભરી છે આંખ;
ઝળહળ જ્યોતિ ઝીલતાં, ફૂટે પ્રાણની પાંખ:

સુરવર મુનિવર નર ને નાર
કે એમાં ખેલિયાં રે લોલ;
આવો, કરીએ આત્મવિહાર,
હો રંગભર હેલિયાં રે લોલ! ૨

કોટિક તારક ઝગઝગે, કોટિક દીપ પ્રકાશ;
કોટિક એવી પ્રાણની ખીલો ઉન્નત આશ:

કોટિક આજ દીવાળી સાથ
કે અંતર રેલિયાં રે લોલ:
દીપે દીપે પ્રગટો નાથ,
હો રંગભર હેલિયાં રે લોલ!

## નવા વર્ષના હાસ્ય

• સારું સારું રે સૂરત શહેર, મુંબઇ અલબેલી •

વહાલાં! નીતરે હરિના નેહ,
આનંદભર આજે!
એના ઘરઘર વરસો મેહ,
આનંદભર આજે!

મોંઘી જગતની છાબડી ને મોંઘી હૈયાની થાળ રે;
મોંઘા તે રસ જગનાથના હો! ઝીલો જગતનાં બાળ!
આનંદભર આજે! ૧

કાળી દીવાળીની રાતડી, તેમાં ઝબકે દીવા ભરતેજ રે:
નાથ હસે ત્યારે ઊજળા દીપાવે ઊંડા અંધાર ઉર એજ;
આનંદભર આજે! ૨

હૈયાં હીરા, મન મોતીડાં, તે મઢો હરિને હેમ રે;
પુણ્યની આંગળીએ પહેરી શોભાવો આત્માનો અવિચળ પ્રેમ!
આનંદભર આજે! ૩

હસે આકાશ, હસે વાદળાં, ને હસે પ્રભાત નવરંગ રે,
હસે જગત ફૂલ વેરતું, વહાલાં, હસો સદા સુખસંગ!
આનંદભર આજે! ૪

## નવરાજનાં વધામણાં

• ઓધવ, નંદનો છોરો તે નમેરો થયો જો •

સખી! આવો નવરાજને વધાવીએ રે!
સખી! સ્નેહભર્યાં તેજમાં સજાવીએ રે! ૧

સખી! પુણ્યસોહ્યાં આંગણાં સુહાવજો રે!
સખી! ચારુ નીતિચોક પૂરી આવજો રે! ૨

સખી! વહાણેલાં જો વાયાં શાં સોહામણાં રે!
સખી! આપે નવરાજનાં વધામણાં રે. ૩

સખી! કાળી કાળી વાત ડૂબી રાતમાં રે;
સખી! આવો અહીં ઊજળા પ્રભાતમાં રે! ૪

સખી! ધરણી ઉઘાડે ભવ્ય બારણાં રે,
સખી! લઇયે નવરાજનાં વધામણાં રે! ૫

સખી! સુખભરી થાળ રૂડી લાવજો રે,
સખી! પ્રેમભક્તિજ્યોતિ મહીં જમાવજો રે! ૬

સખી! કંકુ મહીં મૂકજો સૌભાગ્યનાં રે,
સખી! શ્રીફળ સુહાવજો સુહાગનાં રે! 7

સખી! વેરજો સત્કર્મતણાં ફૂલડાં રે,
સખી! વધાવો મોતીડાં અણમૂલડાં રે! 8

સખી! વહાલરાગી ગાજો પ્રભુગીતડાં રે!
સખી! આનંદે ઝુલાવો સહુ ચીતડાં રે! 9

સખી! ચાલો નવરાજને વધાવીએ રે!
સખી! કૂંળાં એનાં પદ પધરાવીએ રે! 10

સખી! હાસ્યતેજ દીપે એને મુખડે રે,
સખી! હાક એની વાગે દૂર ઢૂંકડે રે. 11

સખી! તેજઆંજી ઊંડી એની આંખડી રે,
સખી! પ્રેમકૂંળી પ્રિય એની પાંખડી રે. 12

સખી! મીઠી મીઠી વાય એની મોરલી રે,
સખી! પુણ્યપોથી હજી એની કોરલી રે. 13

સખી! આશરંગી પદ એનાં પૂજીએ રે,
સખી! ભાવિતણાં ગીત ભાવે ગુંજીએ રે. 14

સખી! તાપ સહુ આપણા એ કાપશે રે,
સખી! અમીશીળી છાયા રૂડી આપશે રે. 15

સખી! ઉરના અંધાર સહુ રોળશે રે,
સખી! હૈડાં હસી હસાવી હીંચોળશે રે. ૧૬

સખી! આવો એને વહાલથી વધાવીએ રે!
સખી! લોલ ને કલ્લોલમાં હુલાવીએ રે! ૧૭

સખી! પદે પદે ફૂલડાં ઉછાળીએ રે!
સખી! ભરીએ નવતેજ એનાં થાળીએ રે! ૧૮

સખી! વહાલરાગી ગાઇયે એનાં ગીતડાં રે!
સખી! રંગભીનાં લઇયે એનાં મીઠડાં રે! ૧૯

—આવો, આવો, નવરાજ! રૂડા આવજો રે!
આવો, પુણ્યસોહ્યાં આંગણાં સુહાવજો રે! ૨૦

# વર્ષ મુબારક

(ગરબી–રાગ પ્રભાત)*

આજ ઊગ્યો નવલો રે દહાડો, નવલાં વહાણાં વાયાં રે;
ધરતીમાતે બાર ઉઘાડ્યાં, પવને ગીતડાં ગાયાં રે.—

દહાડા ને મહિનાના રાજા! હસતા હસતા આવો રે!
ધરતીનાં બાળકને કેવા કોટિક ભાવે ભાવો રે! ૧

નવલા વાઘા સાંજ સવારે લાલમલાલ સજાવો રે,
ત્રણસેં ને પાંસઠ નયનોથી મહેર સદા વરસાવો રે! ૨

જગઅંગે ઊજળાં ગોરાં દૂધ ચંદાનાં ચોળાવો રે,
સૂરજનાં સોનેરી જળથી નવરસિયાં નવરાવો રે! ૩

મેલ બધા તનમનના ધોઈ જીવન સ્વચ્છ બનાવો રે,
ફૂલડે ને મોતીડે ગૂંથ્યા નવવાઘા પહેરાવો રે! ૪

થનગન કરતો ભવઘોડીલો માંડવડે છે ઊભો રે,
આશિષ દઈ તે પર બેસાડો, ઝૂકવે જીવનસૂબો રે! ૫

સૂરજને રાખો સંગાથે, સુખતેજે સંભાળે રે;
દુખઅંધારે ચંદા તારા કર ઝાલી પથ વાળે રે! ૬

દહાડા ને મહિનાના રાજા! પ્રભુનો પંથ સધાવો રે:
વર્ષ મુબારક આરંભે ત્યમ આખર પણ ઉચરાવો રે! ૭

*"ક્યાં ગયો રે પેલો મોરલીવાળો અમારા ઘૂંઘટ ખાલી રે," એ મીરાંબાઈની ગરબીની ચાલ.

## ગુજરાતની લીલા

• માતા જશોદા બોલાવે જમવા લાલને •

એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું !
જ્યારે નવરાત્રિમાં ગરબા રોજ ગવાય,
જ્યારે ગુર્જર સુંદરીનાં પરીઅંગો ડોલતાં
સ્વર્ગ ઉતારી દે ઠમકે તાળીમાં ત્યાંય !—એ ટાણે૦ ૧

વર્ષા ઊતરે ને જ્યાં આવે શરદ સુહામણી,
ભરભર છલકે સરવર ને સરિતાનાં નીર :
છલકી રહી ત્યાં નવઉલ્લાસે ને નવનૂરમાં
રસરમણે ઝીલવા ગુર્જરીઉર થાય અધીર !—એ૦ ૨

આંગણુ આંગણુ રમઝટ જામી રહે ગરબાતણી,
નક્ષત્રોશી કૂદડી ફરતી સહિયર સર્વ ;
સુંદર સોહાગે ભવશોભન ગુર્જરસુંદરી
ગુલપગલે ગરબા લેતી ગજવે રસપર્વ !—એ૦ ૩

વૃક્ષે, વિટપે, કુંજનિકુંજે, વનમાં, ખેતરે,
લોચન ભરતી લૂમેઝૂમે લીલા લાખ ;
પાક્યાં જ્યાં સોનેરી તૂલ બધે ઝૂલી રહે,
એવી લીલાભર ગુર્જરી ઠારે સહુ આંખ !—એ૦ ૪

લક્ષ્મીનાં પગલાં નવધાન્યે નવકુસુમે પડે,
 છલછલ છલકી રહે કુદરત કેરી રસછાબ;
કાવ્યે ગીતે નૃત્યે સરસ્વતી આરાધતી
 ગરબે ઘૂમતી ગુર્જરી વેરે કંઠગુલાબ!–એ૦ ૫

ખીલે પચરંગી ગુલબાસ અને બપ્પોરિયા,
 શોભે કાસતણી માંજર નવધવલે રંગ;
હીંચે સરવરમાં રાતાં કમળો ને પોયણાં,
 ગાજે ગુર્જરીના ત્યાં ગરવા કલાપ્રસંગ!–એ૦ ૬

માણેકઠારી પૂનમે દૂધપૌંઆ ને ચાંદની,
 દશરાને કુંકુમ દેવીના આશીર્વાદ;
મંગલ પર્વે પર્વે ઊતરે શા રસપૂજને
 મોંઘા ગુર્જરસુંદરીના સૌંદર્યપ્રસાદ!–એ૦ ૭

ધરતીનો સોહાગ સુભગ ભારતનો બાગ આ,
 નંદનવનનું આંગણુ, પરીઓની રસકુંજ!
ગુર્જરસુંદરીની જ્યાં ઊડે ચોગમ ચાંદની,
 વરસે દેવોના ય અદલ ત્યાં ફૂલનપુંજ!–

 એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું! ૮

## હજાર માસની વાત*

• પાલવડો મારો મેલો, મોહનજી •

ઉરમાં હજાર કંઇ આવે ઉમળકા,
હૈયે હજાર આશ ઊગતી હૂલે ;
આંખે હજાર કંઇ ચિત્રો રહે ઊડતાં,
હોઠે હજાર વાત હસતી ખૂલે :
ઉરમાં હજાર કંઇ. ૧

વીત્યા હજાર માસ દેવીના પૂજને,
થાળી હજાર રૂડાં ફૂલે ભરી ;
પગથી હજાર ચઢી મંદિરની ધૈર્યથી,
ઊભી શી ગુર્જરી રાસેશ્વરી !
ઉરમાં હજાર કંઇ. ૨

તૂટ્યાં તે ઝાંઝરાં ને ખોલ્યા તે ઘૂમટા,
ખોલ્યાં છે બાર નવતેજે રસ્યાં ;
'સોનલા ગેડી ને રૂપલા દડૂલીયો'
આજે નવગોકુલને દ્વારે વસ્યાં :
ઉરમાં હજાર કંઇ. ૩

*"સ્ત્રીબોધ" માસિકના ૧૦૦૧ લા અંક માટે લખાયેલું.

નવલા વૃંદાવનની કુંજગલીમાં
કહાનાની મોરલી વાજી રહી;
ગુર્જરી સૌ જાય ત્યાં વિદ્યાવધામણે,
ભોળી અભણુ ઘેર લાજી રહી:
ઉરમાં હજાર કંઇ. ૪

સાગરની છીપલીથી લાધ્યાં મોતીડાં,
ગગનને ગોખથી તારા મળ્યા;
વીત્યાં અંધારાં ને આવ્યા ઉજાસ આ,
આત્માના બાગ કંઇ ફૂલ્યા ફળ્યા:
ઉરમાં હજાર કંઇ, ૫

નંદનવન નવાં ઊગ્યાં છે આંખમાં:
આવોને, બ્હેનીઓ! રમિયે રસે!
જ્ઞાને કલ્યાણુના પંથે પરવરિયે,—
સ્નેહ ને આનંદ ઉરજ્યોતે વસે:
ઉરમાં હજાર કંઇ. ૬

## પોઢામણું

• ગરબી* •

બાળકડાં પોઢો રે મારાં બાળકડાં પોઢો !—

પંખીડાં સૂતાં જઈ માળે
બાઈ હિંડોળા આંબા ડાળે,—
ઝૂલાતાં પારણિયાં મહાલે,
બાળકડાં પોઢો !
બાળકડાં પોઢો રે વહાલાં બાળકડાં પોઢો ! ૧

નીંદરડી આ આવી અટારી,
ગાતી ને નાચંતી સારી ;—
કોમળડાં નેણોને ઠારી,
બાળકડાં પોઢો !
બાળકડાં પોઢો રે મીઠાં બાળકડાં પોઢો ! ૨

*'અંજની ગીત'ના ઢાળ પર.

તારલિયા રક્ષો મુજ બાપુ ;
ચાંદલિયાનું અમૃત આપું,
દુખડાં લઈ હૃદિયાશું ચાંપું,
બાળકડાં પોઢો !
બાળકડાં પોઢો રે મોંઘાં બાળકડાં પોઢો ! ૩

પંખીડાં ઊઠશે સહુ જ્યારે,
કલરવ કરતાં ગાશે ત્યારે
હસતાં રમતાં ઊઠજો હાં રે—
બાળકડાં પોઢો !
બાળકડાં પોઢો રે મારાં બાળકડાં પોઢો ! ૪

## હાલરડું

• ગરબી—રાગ સારંગ* •

મીઠાં બાળકડાં, પોઢોજી રુમઝુમ પારણે રે!
હૈડાં માતલડીનાં સાગર જેવાં ડોલતાં રે લોલ:
મીઠાં બાળકડાં, પોઢોજી રુમઝુમ પારણે રે.

નયનાં કોમળડાં ઢાળો તે નીંદરગોદમાં રે,
મુખડાં થાક્યાં, વહાલાં, બોલ બટુકલા બોલતાં રે લોલ!
મીઠાં બાળકડાં, પોઢોજી રુમઝુમ પારણે રે. ૧

લહરી આવે ઝીણું ગુંજતી સૌરભ ઢોળતી રે,
મારાં લાડકડાંની ચૂમશે મીઠી આંખડી રે લોલ:
મીઠાં બાળકડાં, પોઢોજી રુમઝુમ પારણે રે.

પારણિયે વેરે ચાંદલિયો છુપલાં તેજને રે,
મારાં મોંઘેરાંની પૂરશે કુમળી પાંખડી રે લોલ!
મીઠાં બાળકડાં, પોઢોજી રુમઝુમ પારણે રે. ૨

*આ ગરબી નવી રચી છે. એના સૂર કાંઈક નીચે પ્રમાણે છે:

પ પધ પ મ ગ રિગ સારિરિ ગ પ પ ધ પપ મગ રિ
પ મપ ધ ધ ધ ની સા સા ની ધ પ મ મ પ ધ ધ
ટી ટી

આમાં માત્ર બીજી પંક્તિમાંના બંને 'સા' ટીપ સૂર છે તથા તે પછીના બંને 'મ' કોમળ છે; બીજા બધા સૂર શુદ્ધ છે.

આંગણિયે પ્રભુજીની સ્નેહપ્રભા ઝીણી રેલશે રે,
ત્યારે ઝીલવા તેને નયનાં ઊંડાં ખોલજો રે લોલ!
મીઠાં બાળકડાં, પોઢોજી રુમઝુમ પારણે રે.

ફૂલહોઠલડે મુખડે, વહાલાં! હાસ્ય રમાડતાં રે
હૈડાં માતલડીનાં હર્ષ ભરી હીંચોળજો રે લોલ!
મીઠાં બાળકડાં, પોઢોજી રુમઝુમ પારણે રે! ૩

## હાલીગોરી

• માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે •

મારા લાડકવાયા લાલ, જીવો જગમાં ઘણું!
તું તો છે માતાના કાળજડાની કોર;
મારી દુનિયા તો લાડકડા! છે તુજમાં વસી,
જ્યાં જાઉં ત્યાં તુજને જોઉં ઠોરેઠોર!
મારા લાડકવાયા લાલ, જીવો જગમાં ઘણું! ૧

મારા લાડકડાને ગાલ ગુલાબો ઝૂલતા,
મારા મોંઘાનું મુખ જેમ પ્રભાત હસંત;—
તારાં નયન નયનમાં ચમકે નિર્મળ તારલા,
તુજમાં વસતી હું તો જોઉં સદાય વસંત!
મારા લાડકવાયા લાલ, જીવો જગમાં ઘણું! ૨

મારા લાલ! વધાવું તુજને માણેક મોતીએ,
નાનકડા! તુજ પર વારી જાઉં હું સહેજ;
તારે હૈયે તારલડાની માળા દીપવું,
આંખડલીમાં આંજું ચાંદલિયાનું તેજ!
મારા લાડકવાયા લાલ, જીવો જગમાં ઘણું! ૩

કિલકિલ કરતાં કાલુ વચન છે તારાં, કોડિલા!
મારા કાને કરતાં રૂપેરી રણુકાર;
સુણતાં હૈયે સાગર જેવી લહેરો આવતી,
લઈ લઈ ચૂમું ચૂમું મુખ તુજ વાર હજાર!
 મારા લાડકવાયા લાલ, જીવો જગમાં ઘણું! ૪

તારાં દુખડાં લઈ લઉં, વહાલા મારા બાલુડા!
તુંને આંચ ન આવે, કરશે પ્રભુ કલ્યાણ;
તુજ કાજે મુજમાં સો હાથણકેરું જોર છે!
તારે માટે પ્રેમે દઈ દઉં મારા પ્રાણ!—
 મારા લાડકવાયા લાલ, જીવો જગમાં ઘણું! ૫

## પારણું

• ગરબી* •

નીંદરડી આવીને મારા બાગમાં પેઠી;
નીંદરડી તું તો છે ફૂલ–ચોર:
હાં રે પોઢે મારો કનૈયો. ૧

નીંદરડી આવીને મારા વાસમાં પેઠી;
નીંદરડી તું તો છે તેજ–ચોર:
હાં રે પોઢે મારો કનૈયો. ૨

નીંદરડી! તો કનૈયાની આંખમાં પેઠી;
નીંદરડી! તું તો છે કીકી–ચોર:
હાં રે પોઢે મારો કનૈયો. ૩

નીંદરડી! કનૈયાને તું લોલજે બેઠી!
કનૈયો તું જેવો દૂધ–ચોર:
હાં રે પોઢે મારો કનૈયો. ૪

નીંદરડી! તું કનૈયાને રહેજે રે ભેટી!
કનૈયો છે પૂરો હૈયા–ચોર:
હાં રે પોઢે મારો કનૈયો. ૫

નીંદરડી! કનૈયો મારા પ્રાણની પેટી:
જાળવજે મારો એ અમૃત–ચોર!
હાં રે પોઢે મારો કનૈયો. ૬

*આ ગરબી નવી રચી છે.

## ઝૂલણું

• ગરબી–રાગ ભીમપલાસ* •

લાડકડો લાલ મારો હૂલે ને ઝૂલે,
ફૂલે વધાવું એની ચાલ:
મારો હૂલે ને ઝૂલે. ૧

માતાનાં દૂધ અને પિતાની છાંયડી,
દિન દિન વધે મારો બાળ:
મારો હૂલે ને ઝૂલે. ૨

હૈયાનાં તેજ અને આંખોનાં અમરત,
હસતાં ખીલે એને ભાલ:
મારો હૂલે ને ઝૂલે. ૩

દેવોની વાડીનું ફૂલ એક મીઠું,
મારી વાડીમાં ફૂળે ફાલ:
મારો હૂલે ને ઝૂલે. ૪

આંખોમાં તારલા ને મુખે છે ચંદ્રમા,
ચોંટ્યા પ્રભાતરંગ ગાલ:
મારો હૂલે ને ઝૂલે. ૫

*"રામસભામાં અમે રમવાને ગ્યાં'તાં".

પૂર્વ ને પશ્ચિમ બે મુઠ્ઠીમાં બાંધે,
હૈયે વિજય કેરી માળ :
મારો હૂલે ને ઝૂલે. ૬

જગની વસંત મારો જાયો ઉઘાડશે,
ભરશે થલોથલ થાળ :
મારો હૂલે ને ઝૂલે. ૭

માતાપિતાનાં ઉરમંદિર ઉજાળશે :
જીવો ઘણેરું મારો લાલ !
મારો હૂલે ને ઝૂલે. ૮

## નિદ્રાણીનું ગીત

• રોકયો પનઘટ રસિયા રાજ, પાણીડાં કેમ ભરિયે •

પોઢો પોઢો રે નીંદરપોઢણે, વહાલીડાં, નીંદરીએ !
પોઢો પોઢો જગતનાં બાળ, વહાલીડાં, નીંદરીએ !
ઢાંકું થાકયાં તન મુજ ઓઢણે, વહાલીડાં, નીંદરીએ !
આંખે દાબી સૂઓ શમશાલ, વહાલીડાં, નીંદરીએ ! ૧

ઢાળું ચતુર દિશાના ઢાલિયા, વહાલીડાં, નીંદરીએ !
નાખું વાદળિયાળી તળાઈ, વહાલીડાં, નીંદરીએ !
ગાશે ભજન સર્જનના ઓલિયા, વહાલીડાં, નીંદરીએ !
રખે ભૂલો એ સ્વર્ગસગાઈ, વહાલીડાં, નીંદરીએ ! ૨

મૂકું ઓશીકાં દેવમાળનાં, વહાલીડાં, નીંદરીએ !
રાખું ગાલમસૂરિયે ચંદ, વહાલીડાં, નીંદરીએ !
કાઢો દૂર પગરખાં કાળનાં, વહાલીડાં, નીંદરીએ !
ઘડી લ્યો વિસ્મૃતિ આનંદ, વહાલીડાં, નીંદરીએ ! ૩

ભૂલો ભવનાં ભારણ ભ્રાંતિનાં, વહાલીડાં, નીંદરીએ !
ઝૂલો શુભ સ્વપ્ને ઘડી ચાર, વહાલીડાં, નીંદરીએ !
આપું રોજ વિસામા શાંતિના, વહાલીડાં, નીંદરીએ !
જોજો ફૂલશી ઊગતી સવાર, વહાલીડાં, નીંદરીએ ! ૪

## બાળ કાનુડો

• ચાલી ચાલી ગોકુળની વ્રજનાર કે મહીડાં વેચવા રે લોલ •

કાનુડા ! કહે મુજને, તું કદી હૂતો કે મારા જેવો નાનુડો રે લોલ?
મારા જેવો નાનુડો તે થયો ક્યાંથી કે આવો મોટો કાનુડો રે લોલ? ૧

કાનુડા ! કહે, કેવું તુજને ગમતું કે ગોકુળ ગામમાં રે લોલ?
ગમ્યું ત્યાં શું તારલિયાથી વધતું કે ગોપીઓના ધામમાં રે લોલ? ૨

કાનુડા! તેં પૂછ્યું કદી તુજ બાને કે ક્યાં છે મારી દેવીઓ રે લોલ?
રોઈ રોઈ પૂછું હું તો બાને કે ઢીંગલી શી એવી ઓ રે લોલ? ૩

કાનુડા ! તું રમતો તારા–લખોટા કે ચંદા કેરી ફેરીએ રે લોલ?
માડી શેં ન મુજને દેતી એ તારા કે રમવા શેરીએ રે લોલ? ૪

કાનુડા ! શું રોતો ઘડી ઘડી સહેજે કે મહીડાં ચાખવા રે લોલ?
બા શું હૈયે ચાંપી દેતી ખાવા કે છાનો રાખવા રે લોલ? ૫

કાનુડા ! એ કૂળાં કૂળાં હૈયાં કે ક્હીં તે દીઠડાં રે લોલ?
બા શું તારી ઘડીએ ઘડીએ લેતી કે ચુંબન મીઠડાં રે લોલ? ૬

કાનુડા ! શું જશોદામાતા તારી કે ગાતી રાતે હાલડાં રે લોલ?
ઉં–ઉં કરી સુણવા એ અમે રોઇયે કે માતનાં બાલુડાં રે લોલ. ૭

કાનુડા! શુ બાપુજી રોજ તારે માટે કે સુખડી લાવતા રે લોલ?
લેવા જાઉં સામે ત્યાં મને ઊંચકી કે ખભે ચઢાવતા રે લોલ? ૮

કાનુડા! કહે, સંતાકૂકડી રમવા કે હતી તને બેનુડી રે લોલ?
હતી તને ઝમઝમ ઝાંઝર ઝમતી કે ધોળી ધેનુડી રે લોલ? ૯

કાનુડા! શું માખણ ચોરી ખાતો કે અમૃત માતનાં રે લોલ?
આ શું તને ચોંટી ખણુતી ગાલે કે માનતી એ વાત ના રે લોલ? ૧૦

કાનુડા! તેં માટીનાં ઘર આવાં કે કીધાં પાછાં ભાંજવા રે લોલ?
કીધા કદી પત્તાંના ભડ મહેલ કે ઘડી સૌને આંજવા રે લોલ? ૧૧

કાનુડા! તું પાછો મારી સાથે કે રમવા આવશે રે લોલ?
નાની મારી રંગીન ગાયનાં દૂધ કે દોહી પીવા ભાવશે રે લોલ? ૧૨

કાનુડા! જો કાગળ હોડી મારી કે તરવા મૂકશું રે લોલ?
જોજે, નહીં પાણીમાં ડૂબી જાય કે રખે જરી ચૂકશું રે લોલ! ૧૩

કાનુડા! ત્યાં બેઠા કાલી કાલી વાત કે કરશું ખેલતાં રે લોલ;
આવશે મેના પોપટ મોર કે બોલ ઉકેલતાં રે લોલ. ૧૪

કાનુડા! જો જશોદાબા તારી સુણશે કે અમને લોલતાં રે લોલ,
કહેશે, તારા જેવું હજીયે સૌ બાળ કે કાલું કાલું બોલતાં રે લોલ! ૧૫

કાનુડા! કહે મુજને, તું ફરી બનશે કે મારા જેવો નાનુડો રે લોલ?
મારા જેવો નાનુડો છે તેને કરશે કે તારા જેવો કાનુડો રે લોલ? ૧૬

## મારી બહેની

• સારું સારું રે સૂરત શહેર, મુંબઇ અલબેલી •

મારા હૈડાનો હલકાર,
મીઠડી બહેની તું!
આવે ચાંદનીનો ચમકાર,
મીઠડી બહેની તું!–

આછેરાં અરુણાં અજવાળાં ઉષા ભરે જગમાંય રે,
મુજ આંગણિયે એવાં તારાં તેજ મધુર ઢોળાય:
મધુરી બહેની તું! ૧

વ્યોમઅટારી તારા ટાંગી ચંદા ફરતી જેમ રે
ફૂલપગલી પૃથિવીમાં પાડે, આવે રસભર તેમ,
રસીલી બહેની તું. ૨

વીરા પરથી વારી જતી હો અધીરી અધીરી બહેન રે,
વીરાનાં દુખડાં લેવાને તત્પર રહે દિનરેન!
અધીરી બહેની તું. ૩

ખરતા તારા સરતા કોરે નભ રૂપેરી નૂર રે,
તુજ વાતડલીના ચમકારા એમ સરે મુજ ઉર:
વહાલી બહેની તું, ૪

માતલડીનાં હેત અનેરાં ઉર સંઘરતી બ્હેન રે,
જગ અંધારે વીરા પર તુજ છે ચંદાશું નેન :
મોંઘી બ્હેની તું. ૫

પર્વતશિખરે ધૂમસ વિષેથી શુક્ર હસંતી જોય રે,
આ સંસારે એમ સુધામય હાસ્ય મીઠું તુજ સોહ્ય :
હસતી બ્હેની તું. ૬

મોંઘેરી બ્હેની મારી, તું વીરાની કરબાંહ્ય રે,
વીરાના સરવરહૃદયે તુજ ભાવતણી રહો છાંય !
વિરલી બ્હેની તું. ૭

બળતા વાયુ જગવાડીમાં બાળે કુમળાં ફૂલ રે,
ત્યાં મુજ બ્હેનડલીની શીળી વરસે વૃષ્ટિ અમૂલ !
મીઠડી બ્હેની તું. ૮

માતાના બાગની હો ગુલકળી ! ખીલી પ્રસરાવ સુવાસ રે !
અદલ હૃદયમાં વસજો તારું મધુરું મધુરું હાસ !
મારી બ્હેની તું. ૯

મારા હૈડાનો હલકાર, મીઠડી બ્હેની તું :
આવે ચાંદનીનો ચમકાર, મીઠડી બ્હેની તું !

# બહેનને આંગણે

• સનખનપુરા સાચી મા બહુચરા •

આવો, વીરા, આવોની મારે આંગણે!
વેરું સ્નેહનાં કુસુમ સારે આંગણે. ૧

વીરા, છાંટું સુધાનો છંટકાવ જો,
ભરું બારણે પ્રભાતનો પ્રભાવ જો! ૨

આજે માતજાયો આવે મારે ઝૂંપડે,
એની બહેનડીનું હૈયું વીલું શું પડે! ૩

આજે હૈયાના મર્મ કંઈ ખોલશું;
સુખદુઃખના બે બોલ કંઈ બોલશું. ૪

મારા વીરાનાં લેઉં સહુ દુઃખડાં,
થજો કાળાં પાપીનાં ભૂંડાં મુખડાં! ૫

ભૂંડું જગત કરે ને વદે વાંકડું,
નડો તે ના વીરાનું ઉર રાંકડું! ૬

મારા વીરાને તે નહીં સંતાપશે,
વીરા માટે બહેની આ પ્રાણ આપશે! ૭

વીરા, બોલોની બોલ મધુમીઠડા!
હૈયાહર્ષ રહે ન અણુદીઠડા. ૮

વીરા, વહાલે વધાવું હીરા રત્નથી;
એવો વીરો જડે ન લાખ યત્નથી! ૯

'મારો વીરો' કહેતાં ભરાય મુખ જો!
વીરા, ધન્ય કહેવાડો માતકૂખ જો! ૧૦

મારા તાતજાયા! કુળને દીપાવજો!
જગે કુંદનશું કીરતિ અંકાવજો! ૧૧

મેઘ ગાજે ને ગરજે ગગનમાં,
એવા ગાજો, વીરા, આ ધરાજનમાં! ૧૨

પિતૃવેલીને છાંય શીળી આપજો,
અમી સીંચીને તાપ સહુ કાપજો! ૧૩

દીન બહેની અંતર સદા માગતી:
મારા વીરાની જ્યોત રહો જાગતી! ૧૪

આવો, વીરા, આવોની વારી જાઉં જો!
મણિમુખડું દેખી હું મલકાઉં જો! ૧૫

વીરા, આવો, વિરાજો મારે આંગણે!
ભર્યાં દીપે છે તેજ સારે આંગણે! ૧૬

## ભાઈબીજ

• વહેલા આવજો હો લાલ •

બીજના ચાંદલિયાશો ઝગમગતો જરી આવજે, હો વીર!
ઉર ઉછળાવજે, હો વીર!
મારી અંધારી રાતડલીને વિલસાવજે, હો વીર!
મહિયર લાવજે, હો વીર!—

લાંબા પટ આકાશના, લાંબા મહિયર પંથ;
ધગધગતો દિન દોહ્યલો, નહીં રજનીનો અંત:

બાંકા ચાંદલિયાશો ધમધમતો જરી આવજે, હો વીર!
ઉર ઉછળાવજે, હો વીર!
મારી ચણુચણુતી રાતડલીને ચમકાવજે, હો વીર!
મહિયર લાવજે હો વીર! ૧

નહીં સાગર પર શઢ ઊડે, નહીં વાટે કો વેલ;
વરસ વરસના વાયદા, આંખડલીના ખેલ;

હસતા ચાંદલિયાશો રુમઝુમતો જરી આવજે, હો વીર!
ઉર ઉછળાવજે, હો વીર!
મારી વનઘેરી રાતડલીને મલકાવજે, હો વીર!
મહિયર લાવજે, હો વીર! ૨

સુખદુખ કેરી ગોઠડી, મીઠી મહિયર યાદ;
સાઠ ઘડીનાં સોણલાં, ભૂલવે વર્ષવિષાદ:

ઊજળા ચાંદલિયાશો ઝળહળતો ફરી આવજે, હો વીર!
ઉર ઉછળાવજે, હો વીર!
મારી અંધારી રાતડીને અદલ હુલાવજે, હો વીર!
મહિયર લાવજે, હો વીર!

## રક્ષાબંધન

• શહેરનો સૂબો ક્યારે આવશે રે •

મોર્યા ને મહાલ્યા મેહુલા રે,
ભરભર નીતર્યાં નેવ રે, વીરાજી મારા!
બાંધો બળેવની રાખડી રે!
વીરાને આંગણુ મહાલવા રે
આવી બહેનાંની બળેવ રે, વીરાજી મારા!
બાંધો બળેવની રાખડી રે!—

આજે શ્રીફળની પર્વણી રે,
ધારે મહેરામણુ ધીર રે, વીરાજી મારા!
બાંધો બળેવની રાખડી રે!
ગાજે બહેનીને અંતરે રે
કુળનો મહેરામણુ વીર રે, વીરાજી મારા!
બાંધો બળેવની રાખડી રે! 1

રંગે ભરી મારી રાખડી રે,
અદ્‌ભુત રચાયું એનું તંત્ર રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે!
ગૂંથી એ વહાલને તાંતણે રે,
મોંઘા મળ્યા છે મહીં મંત્ર રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે! ૨

લળકે કો દેવની આંખડી રે,
એવું લળકે છે એનું ફૂલ રે, વીરાજી મારા!
બાંધો બળેવની રાખડી રે!
બાંધ્યું છે દિલને દોરલે રે
બહેનીનું હેત કંઈ અતૂલ રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે! ૩

વીરો કુળવાડીનો મોરલો રે,
હૈયું ઠર્યાનું એક ઠામ રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે!
સાત સાત પેઢીનો થાંભલો રે,
બહેનીની આંખનો આરામ રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે! ૪

આવો વીરા! બાંધું હાથમાં રે,
બહેનીનો સ્નેહઝલકાર રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે!
તૂટ્યા ન તૂટે કોઈથી રે,
ભાઈબહેનના એ તાર રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે! ૫

મોંઘી બળેવની રાખડી રે,
મોંઘા બહેનાંના ઉરભાવ રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે!
મોંઘો તું વીર કુલદીવડો રે,
મોંઘા જીવનના એ લહાવ રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે! ૬

વહેજો અભય તારી વાટડી રે,
જળજો અખંડ તુજ જ્યોત રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે!
ભવમાં અદલ પ્રભુ! રક્ષજો રે
બહેનીની એકલ ઓથ રે, વીરાજી મારા!
બાંધો બહેનાંની રાખડી રે! ૭

## બાપુજી

• મારી માને કહેજો તે આણાં મોકલે રે •

ગાજે સિંધુ ગંભીર ઘેરાં ગીતડે રે,
ગાજે ઊંડો ઊંડો ઘૂઘવાટ:
ગાજે મોંઘા બાપુજીના બોલડા રે.
મોજાં ઊછળે ઊંચે ને પાછાં ઊતરે રે,
એવા ઊતરે ચઢે ઉકળાટ:
ગાજે મોંઘા બાપુજીના બોલડા રે. ૧

એને બોલે બોલે બોધ ઊતરે રે,
જેવા વરસે શીળા વરસાદ:
ગાજે મોંઘા બાપુજીના બોલડા રે.
ઊગી ઝૂલી રહે બાળઉર લીલુડાં રે,
બધું જીવન બને આબાદ:
ગાજે મોંઘા બાપુજીના બોલડા રે. ૨

એના ઉર પર તરે ઝાઝાં નાવડાં રે,
 સદા વહી રહે સંસારનો ભાર;
 ગાજે મોંઘા બાપુજીના બોલડા રે.
ઊંચે ખભે બેસાડીને આનંદમાં રે
 એ તો સૌને ઉતારે તરીપાર:
 ગાજે મોંઘા બાપુજીના બોલડા રે. ૩

એનાં નેણુથી હજાર હેત નીતરે રે,
 પૂરે નવસેં નદીઓનાં નૂર:
 ગાજે મોંઘા બાપુજીના બોલડા રે.
એનાં દૂધથી યે નીર મોંઘાં દેખિયે રે,
 ભરી દે સૌ ભાવે ભરપૂર:
 ગાજે મોંઘા બાપુજીના બોલડા રે. ૪

એને હૈયે છે મોતી મોંઘાં મૂલ્યનાં રે,
 જાણે દીપે કો દેવ કેરા દેશ:
 ગાજે મોંઘા બાપુજીના બોલડા રે.
એને અંતર છે અમૃતના ધોધવા રે,
 એને દીઠે ટળે દિલક્લેશ:
 ગાજે મોંઘા બાપુજીના બોલડા રે. ૫

એ તો આપે આપે ને રીઝે રીઝવી રે,
એનું કીધું ન કોઈથી કરાય :
ગાજે મોંઘા બાપુજીના બોલડા રે.
વહાલે વારે બતાવી ધીમે વાંકને રે,
પેટે દાબી બધું એ ભૂલી જાય !
ગાજે મોંઘા બાપુજીના બોલડા રે. ૬

એ છે સિંધુ કે વડલો કુળવાસનો રે,
એની છાંયે સમાય કુળસેન :
ગાજે મોંઘા બાપુજીના બોલડા રે.
એનું દિલડું ના કો પણ દુભાવશો રે,
પાય પૂજજો એના દિનરેન !
ગાજે મોંઘા બાપુજીના બોલડા રે. ૭

## બંસરી

• ગરબી—રાગ દેશ •

દૂર દૂર બજાવે કોઈ બંસરી,
વનવન ઝીલે સૂરધાર :
દૂર દૂર બજાવે કોઈ બંસરી.—

ઉર ઉર જગાવે કોઈ બંસરી,
જનજન ઝીલે ઉરધાર :
દૂર દૂર બજાવે કોઈ બંસરી. ૧

રસ રસ રેલાવે કોઈ બંસરી,
ઘનઘન ઝરે જલધાર :
દૂર દૂર બજાવે કોઈ બંસરી.

નસ નસ નચાવે કોઈ બંસરી,
તનમન ભરે કલધાર :
દૂર દૂર બજાવે કોઈ બંસરી. ૨

ડગમગ ડોલાવે કોઈ બંસરી,
થનગન રમે નવધાર :
દૂર દૂર બજાવે કોઈ બંસરી.

જગ જગ ઝુલાવે કોઈ બંસરી,
ધનધન ઝમે રવધાર :
દૂર દૂર બજાવે કોઈ બંસરી. ૩

સૂર સૂર સમાવો કોઈ બંસરી,
વનવન ઝીલો સૂરધાર !
દૂર દૂર બજાવે કોઈ બંસરી.

ઉર ઉર જગાવો કોઈ બંસરી,
જનજન ઝીલો ઉરધાર !
દૂર દૂર બજાવે કોઈ બંસરી. ૪

## ગોવાળિયો

• હું રે ગોવાલણ રે ગોકુળ ગામની •

આવો ગોવાળિયા રે મારે આંગણિયે!
આંગણ અજવાળતા આવો!
ગોવાળિયા રે મારે આંગણિયે!–

તમારે પાવલે રે રજકણ સર્જનની:
મારા તે ચોકમાં જડાવો!
ગોવાળિયા રે મારે આંગણિયે! ૧

તમારાં વાછરૂ રે સોના રૂપાતણાં:
આભની ગભાણે ગંઠાવો!
ગોવાળિયા રે મારે આંગણિયે! ૨

તમારી ગાવડી રે દેવોની પૂતળી:
મધુવનવ્યોમે વળાવો!
ગોવાળિયા રે મારે આંગણિયે! ૩

તમારો વાઘજી રે ભાનુ ઉતાપિયો :
સોનાખીલે તે બંધાવો !
ગોવાળિયા રે મારે આંગણિયે ! ૪

સુધાને દૂધલે રે જગને ઝંખાવતી
ચંદ્રશિંગી કામધેનુ લાવો !
ગોવાળિયા રે મારે આંગણિયે ! ૫

કેસરિયા વાઘા રે રેલાતા રંગમાં :
મારી અટારી ઝબકાવો !
ગોવાળિયા રે મારે આંગણિયે ! ૬

અંતરની બારીએ રે ફોરાવું ફૂલડાં :
સૂનાં મંદિરિયાં જગાવો !
ગોવાળિયા રે મારે આંગણિયે ! ૭

મારી યે ધેનુઓ રે લાખેણી ભાવભરી :
લીલી આ કુંજે ચરાવો !
ગોવાળિયા રે મારે આંગણિયે ! ૮

ગેડી દડૂલીઆ રે રમો મારાં રત્નથી :
સુરનદીતીરનો શો દાવો ?
ગોવાળિયા રે મારે આંગણિયે ! ૯

તમારી વેણુનાં રે વીંધ વીંધ વેધતાં :
વીંધવા આતમ મારો આવો !
ગોવાળિયા રે મારે આંગણિયે ! ૧૦

# ગોપિકા

• ગરબી–રાગ માઢ* •

મારી મટુકીમાં હો મહારાજ! મહીડાં છલકે રે!
તારી વાંસલડી સુણી આજ, હૈડાં ઢળકે રે!—

મારી ગાવડિયોનાં શુદ્ધ ગોરસ મીઠડાં રે,
તારી બંસરીએ લૂંટી બુદ્ધ, પડતાં દીઠડાં રે!

ડાળે ડાળે મંજરી હાલે ઝૂલી પૂર:
બોલે બોલે બંસરી સુણતાં ડોલે મારું ઉર:
—હૈડાં ઢળકે રે!
મારી મટુકીમાં હો મહારાજ! મહીડાં છલકે રે! ૧

આછી આછી ઉષાની રેલ જગમાં ધસતી રે,
મોંઘા મધુવનમાં કરે ખેલ હસતી લસતી રે:
એવી વેળ ભર્યાં મુજ એહ ગોરસ મીઠડાં રે,
તારી વાંસલડી સુણી તેહ પડતાં દીઠડાં રે!

કિલકિલ કરતી કોકિલા પળપળ દે પ્રતિસૂર:
જળથળ ઝૂમે કોડિલાં, સુણતાં ઘૂમે મારું ઉર:
—હૈડાં ઢળકે રે!
મારી મટુકીમાં હો મહારાજ! મહીડાં છલકે રે! ૨

---

*આ ગરબી નવી રચી છે.

ધીમે ધીમે પડે ઘણુ સંગ, રવિનાં પગલાં રે;
ફૂલે ફૂલે ફૂટે નવરંગ, ભરતા ડગલાં રે;
ચાલી લઈને હું તો ઘર બહાર ગોરસ મીઠડાં રે,
તારી બંસરીને સ્વરધાર પડતાં દીઠડાં રે!

ચારો ચરતી ગાવડી થોભે ઘડીભર દૂર:
અનહદ લોલે આવડી, સુણતાં ડોલે મારું ઉર:
—હૈડાં ઢળકે રે!
મારી મટુકીમાં હો મહારાજ! મહીડાં છલકે રે! ૩

ઊભો રહી શું વગાડે એમ, બંસરી ઝરતી રે!
હાવાં ધગધગતી ઝટ તેમ બળશે ધરતી રે:
હો રે ઝીલ! ઢોળાઈ જાય ગોરસ મીઠડાં રે,
મારો પાલવડો ભીંજાય, પડતાં દીઠડાં રે!

હું ગુણહીણી ગોપિકા, તું ગુણસાગર શૂર:
મહીડાં મારાં ઝીલી લે, પછી આ ખીલે મારું ઉર:
—હૈડાં ઢળકે રે!
મારી મટુકીમાં હો મહારાજ! મહીડાં છલકે રે! ૪

## વહાલમની વાંસળી

• કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે •

તારી થાઉં રે વાંસળિયાં ક્યારે વહાલમા રે?
એ મુજ ખ્યાલમાં રે:
તારી થાઉં રે—

વનવનનો રસ ભરતી ખીલું,
અંગ બને રંગે રંગીલું;
સ્વર ઝીલું તુજ ચપલા અંગુલિચાલમાં રે:
એ મુજ ખ્યાલમાં રે. ૧

વનતરુનું જીવન ધન ઝાંખું,
સમમુખે અમૃત તુજ ચાખું;
શ્વાસેશ્વાસ ભરી રાખું ચિરકાલમાં રે:
એ મુજ ખ્યાલમાં રે. ૨

તરવરતા નભકંઠે તારા,
સરવરતીરે હંસપુકારા;
ઝૂલું મારા વહાલમની કરમાલમાં રે:
એ મુજ ખ્યાલમાં રે. ૩

ઉરભર કંઈક ઉમળકા લાવું,
પ્રિયમુખના સંદેશ વહાવું;
જોડ અજોડ રચાવું નવસૂરતાલમાં રે:
એ મુજ ખ્યાલમાં રે. ૪

તુજ કરમાં સોહાગણ સોહું,
તુજ રસરેલ વહંતી મોહું:
સૂકો ટુકડો લકડીનો હું હાલમાં રે!
એ મુજ ખ્યાલમાં રે. ૫

તુજ અમીગીતતણું વાહન આ
ક્યારે બનું જીતી તુજ મન આ:
અદલ શમ્યું જીવન આ એક સવાલમાં રે!
એ મુજ ખ્યાલમાં રે:
તારી થાઉં રે વાંસળિયાં ક્યારે વહાલમા રે? ૬

# મટુકીમાં કાનુડો

• જે કોઇ અંબીકાજી માતને આરાધશે રે લોલ •

મારી મટુકીમાં બોલે મારો કાનુડો રે લોલ,
મારો કાનુડો છુપાયો મહીં છાનુડો રે લોલ. ૧

મારી મટુકીમાં નંદનવનના મહેલ છે રે લોલ,
એમાં ગોકુળિયાથી મોટી રેલછેલ છે રે લોલ. ૨

સખી! લાગે શાને અજબ તુંને એવડું રે લોલ?
મારી મટુકીનું જાદુ તેવતેવડું રે લોલ! ૩

જોની, ચાંદલો છે કેવો મોટો આભમાં રે લોલ,
તે તો સહેલમાં સમાતો વેંતલ છાબમાં રે લોલ. ૪

મારી મટુકી છે એવી આભ જેવડી રે લોલ,
મારો કાનુડો તે માગે મોટી કેવડી રે લોલ? ૫

મારી મટુકીનાં મહીડાંએ લોભાવિયો રે લોલ,
એની બંસરી બજાવતો થોભાવિયો રે લોલ. ૬

મારી મટુકીમાં નાખ્યો એણે હાથને રે લોલ,
મહીડાં દેખીને ભૂલ્યો પોતાની જાતને રે લોલ. ૭

અલ્યા, એવો ક્યાંથી આવ્યો નિર્લજ ચોરટો રે લોલ?
જા રે, અમો નહીં ગણીએ ગુર્જર–સોરઠો રે લોલ! ૮

સખી, મટુકીમાં એવું તે શું દીઠડું રે લોલ,
એને લાગ્યું ગોકુલ–મથુરાંથી મીઠડું રે લોલ? ૯

જા રે, કાનુડા, શું હજી રહ્યો બાલુડો રે લોલ?
શાને વીનવે તું એવો બની કાલુડો રે લોલ? ૧૦

મારી મટુકી છે નાની, જોની ભાંગશે રે લોલ;
મારાં મહીડાં ઢોળાશે, તુંને વાગશે રે લોલ!— ૧૧

સખી, માને નહીં એ તો મારી વાતમાં રે લોલ,
એને છોડી હું તો ચાલું સહિયર સાથમાં રે લોલ. ૧૨

માથે મટુકી તો ભારી ભારી લાગતી રે લોલ,
ધીરે ધીરે મારી ઊંઢણુ ભારે ભાંગતી રે લોલ. ૧૩

મ તો મટુકી ઉતારી નીચે વાટમાં રે લોલ,
માંહીં જોયું તો કાનુડો બેઠો ઠાઠમાં રે લોલ! ૧૪

એની બંસરીના બોલ ત્યાંથી ફૂટતા રે લોલ,
મારી આંખડલીના તારા હસી તૂટતા રે લોલ. ૧૫

સખી, મટુકીમાં બોલે એવો કાનુડો રે લોલ,
ક્યારે કાનુડો છુપાયો મહીં છાનુડો રે લોલ? ૧૬

જોની, વિશ્વ આ વિશાળ તો કેવું દિસે રે લોલ?
તોયે સમાતું એ આંખની કીકી વિષે રે લોલ. ૧૭

મારી મટુકી છે નાની તોયે કેવડી રે લોલ?
અદલ કાનુડો મહીં માય તેવતેવડી રે લોલ! ૧૮

# મહિયારી

• ઓધવજી, સંદેશો કહેજો શ્યામને •

મહિયારી! ક્યાં ચાલી ગોકુળ ગામની ?
દોણીમાં તેં રાખ્યું શું સંતાડી જો?
તરસ મને લાગી છે અમૃત નામની;
મુજને શું ના દે તુજ મહી ચખાડી જો?
મહિયારી! ક્યાં ચાલી ગોકુળ ગામની? ૧

ગમે મને તારાં હરિયાળાં ખેતરાં,
તુજ દૂધાળાં ધિંગાં ઢોર ભડકતાં જો:
કાં ભડકે?–જો આ ઝાડીનાં ઝાંખરાં,
આવ, પડી અહીં સુણિયે હૃદય ધડકતાં જો!
મહિયારી! ક્યાં ચાલી ગોકુળ ગામની? ૨

વાડતણે ખૂણે તુજ દોણી મૂકશું,
તુજ ઊઢણુ આ કમઢી પર ટંગાશે જો;
ને આ લીલી ચાર ઉપર જરી ઝૂકશું,
આત્મા ઊંડાં અમૃત ત્યાં પી પાશે જો:
મહિયારી! ક્યાં ચાલી ગોકુળ ગામની? ૩

## ગોરસ

• શામળા ગિરધારી •

મારી ગોરસીનાં ગોરસ આ લેશો કે રંગભર રસિયાજી ?
મારાં ગોરસનાં મૂલ નહીં થાય, રંગભર રસિયાજી ;
એનાં અણુમૂલાં મૂલ ક્યાંથી દેશો રે રંગભર રસિયાજી ?
એ તો વેચાયાં નહીં વેચાય, રંગભર રસિયાજી ! ૧

રેડે સૂરજ કિરણુની ધારા, રે રંગભર રસિયાજી,
ઝીલે ધરા, ગ્રહો ને સોમ, રંગભર રસિયાજી ;
એના અંતરપ્રકાશ કંઇ ન્યારા, રે રંગભર રસિયાજી,
નહીં પામો એ ઠાલવતાં વ્યોમ, રંગભર રસિયાજી. ૨

ઉષા સંધ્યાનાં ઉર નભ ખોલે, રે રંગભર રસિયાજી,
સોના રૂપાની રેલમછેલ, રંગભર રસિયાજી ;
એનાં હૈડાં ચઢે રસઝોલે, રે રંગભર રસિયાજી,
એની લક્ષ્મીના અઢળક ખેલ, રંગભર રસિયાજી. ૩

વ્યોમે આશાના મેહુલા ખડકે, રે રંગભર રસિયાજી,
ઘનુ સાત સાત ંગે ત્યાં સોહ્ય, રંગભર રસિયાજી;
એનાં રત્નોને ભૂમિ ક્યમ અડકે, રે રંગભર રસિયાજી?
એના જન્મ્યા ઝવેરી નહીં કોય, રંગભર રસિયાજી. ૪

મારી ગોરસીનાં ગોરસ આ ચાખો, રે રંગભર રસિયાજી,
એ તો વેચાયાં નહીં વેચાય, રંગભર રસિયાજી:
પ્રાણે પીવા એ ઝૂલ્યા દેવ લાખો, રે રંગભર રસિયાજી,
એ તો અંતરથી જ આપ્યાં અપાય, રંગભર રસિયાજી! ૫

## દાણ

• પાલવડો મારો મેલો, મોહનજી •

રહોને શામળિયા! નંદના નાનડિયા!
    આંતરવાં નહોય કદી એવાં રે લોલ:
ગોકુળમાં દાણ કદી ગોપે ન દીઠલાં,
    ઘેલાં તમારાં આ તે કેવાં રે લોલ?—
        રહોને શામળિયા! ૧

જા રે મહિયારણ! જા રે ગોવાલણ!
    દાણીનાં દાણ નહીં ખોટાં રે લોલ:
મટકીનાં મૂલ્ય તારાં કરશે વ્રજવાસીઓ,
    મટકાંનાં મૂલ્ય તારાં મોટાં રે લોલ!—
        જા રે મહિયારણ! ૨

સુણો શામળિયા! વાંકા વાંકડિયા!
    દિલડું દુભાય મારું દાણે રે લોલ:
કહો તો ચખાડું મારાં મોંઘેરાં મહીડાં,
    ગોરસના ગુણ ગુણી જાણે રે લોલ!—
        સુણો શામળિયા! ૩

જો રે મહિયારણ! હૈયાં લોભાવણ!
 મહીડાં ચાખ્યે ન દાણ ચૂકે રે લોલ:
તું રે ભોળી શું એમ ભૂરકી ભરમાવતી!
 મહીડાંમાં એ શું હૈડાં મૂકે રે લોલ?—
 જો રે મહિયારણ! ૪

શાણા શામળિયા! દાણી દૂધલિયા!
 ગોરસ છે મારાં અતિ ગોરાં રે લોલ:
આવો, બેસાડું ઘડી મારી મટુકીમાં,
 છેતરાશે ગોકુળનાં છોરાં રે લોલ!—
 શાણા શામળિયા! ૫

વાહ રે મહિયારણ! ગોકુળ ઉજાળણ!
 કાળાં ગોરાં શું દાણ માટે રે લોલ?
હું તો શામળિયો ને તું તો છે ગોરડી,
 મહીડાં ન લેઉં હૈડાં સાટે રે લોલ!—
 વાહ રે મહિયારણ! ૬

ઠગણા શામળિયા! કપટી પાતળિયા!
 જુગની ઠગાઈ મેં તો જાણી રે લોલ!
હૈડાં દીધાં ને દીધા પ્રાણ પણ દાણમાં:
 લ્યો, લ્યો ચતુર મારા દાણી રે લોલ!
 ઠગણા શામળિયા! ૭

## દૂધડાં દોહતી

• રાતડલી રળિયામણી, મનમોહનજી •

ગોરા ઉજાસ, ગોરાં વહાણુલાં, મનમોહનજી!
ગોરાં ગોરાં ગોકુલનાં ગામ:
દૂધડાં દોહું રે મનમોહનજી!
ગોરી ચંબેલી, ગોરી વાદળી, મનમોહનજી!
ગોરી ગોરી હું ને તમે શ્યામ:
દૂધડાં દોહું રે મનમોહનજી! ૧

કાળી ભ્રૂકુટી, કાળી આંખડી, મનમોહનજી!
કાલી કાલી તમારી વાત:
દૂધડાં દોહું રે મનમોહનજી!
આવી અડપલાં મા કરો, મનમોહનજી!
મારા દૂધદોહવણિયા હાથ:
દૂધડાં દોહું રે મનમોહનજી! ૨

કાળાં અખાડિયાં આભલાં, મનમોહનજી!
કાળા કાજળિયા અંધાર:
દૂધડાં દોહું રે મનમોહનજી!
કાળી કાળી મારી ગાવડી, મનમોહનજી!
તેની ગોરી આ દૂધની ધાર:
દૂધડાં દોહું રે મનમોહનજી! ૩

કાળા ભ્રમર ભમે વાડીમાં, મનમોહનજી!
ગોરાં ગોરાં કમળનાં ફૂલ:
        દૂધડાં દોહું રે મનમોહનજી!
દિલે સિંહાસન દેવનાં, મનમોહનજી!
કરજો કાળાં ગોરાંનાં મૂલ:
        દૂધડાં દોહું રે મનમોહનજી! ૪

કાળી કૂજે કહીં કોકિલા, મનમોહનજી!
ગોરા ગોરા આંબાના મોર;
        દૂધડાં દોહું રે મનમોહનજી!
આઘે વગાડો તમ વાંસળી, મનમોહનજી!
દો'તાં દહાડો જશે ચઢી પહોર:
        દૂધડાં દોહું રે મનમોહનજી! ૫

કાળાં તળાવ, ગોરા હંસલા, મનમોહનજી!
ઊંડા ઊંડા જીવનના બોલ:
        દૂધડાં દોહું રે મનમોહનજી!
લાવો મટુકી તમ આત્મની, મનમોહનજી!
આ દૂધડાંના સ્વાદ છે અમોલ!
        દૂધડાં દોહું રે મનમોહનજી! ૬

# સવારમાં જળ ભરવા

• રાતું રાતું ગુલાબનું ફૂલ, ગુલાબમાં મહેકે છે •

મેં તો લીધું'તું બેડલું માથે, સવારમાં જળ ભરવા,
વાટે નીસરી હું સખીઓની સાથે, સવારમાં જળ ભરવા. ૧

અમે ચાલ્યાં ત્યાં બેલડીઓ બાંધી, સવારમાં જળ ભરવા,
ત્યાં તો લાખેણી લીલા એક લાધી, સવારમાં જળ ભરવા. ૨

અમે કૂવામાં બેડલાં ઉતાર્યાં, સવારમાં જળ ભરવા,
ઊંચે ખેંચી ખેંચીને સહુ હાર્યાં, સવારમાં જળ ભરવા. ૩

અમે દોરીઓ એકમેક લીધી, સવારમાં જળ ભરવા,
તાણી તાણીને અંતે છોડી દીધી, સવારમાં જળ ભરવા. ૪

ત્યાં તો સુણ્યો ધડાકો, અને બીધાં, સવારમાં જળ ભરવા,
ઊછળ્યાં છલકાતાં પાણી ઊંચે સીધાં : સવારમાં જળ ભરવા. ૫

ભીંજી આંખડી ને લૂછતાં ઊભાં, સવારમાં જળ ભરવા,
ભીંજી ચૂંદડી નિચોવતાં દૂભ્યાં, સવારમાં જળ ભરવા. ૬

અમે કૂવામાં કૌતુક કંઈ દીઠું, સવારમાં જળ ભરવા,
હસતું કહાનડનું મુખ તેમાં મીઠું : સવારમાં જળ ભરવા. ૭

એ તો પેઠો હશે શું મહીં પહેલે, સવારમાં જળ ભરવા?
અમે જઈએ તે કેટલુંક વહેલે, સવારમાં જળ ભરવા? ૮

અમે કૂવે તે કેમ કરી જઈએ, સવારમાં જળ ભરવા?
બેડે પાણી કે કહાન ભરી વહીએ, સવારમાં જળ ભરવા? ૯

# કૂવાને કાંઠે

• પાલવડો મારો મેલો, મોહનજી •

બોલ રે બોલ, મારા કાલા હો કહાનજી!
આવડલી મત કોણે દીધી રે લોલ?
કૂવાને કાંઠે અમે મૂંગાં રે ઊભલાં,
કોણે પરાણે ગત કીધી રે લોલ? ૧

સાતે તે સમુદર કૂવામાં સાંપડ્યા,
ગળણું નાખીને રહું ન્યાળી રે લોલ;
બાર બાર વેળા બેડાં ઉતાર્યાં,
ભરું ભરું ને આવે ખાલી રે લોલ. ૨

થાકી થાકીને મારી કેડ વળી વાંકી,
ભમ્મર તો મારી ભીંજાણી રે લોલ;
તેરમી વેળા મારું બેડલું ઉતાર્યું,
લીધું છલોછલ તાણી રે લોલ. ૩

લપતો ને છપતો આવ્યો ત્યાં કહાનજી,
ઓળા પડ્યા ત્યાં મારે હૈયે રે લોલ;
છૂટયું ત્યાં ગળાણું ને ફૂટયું તે બેડલું:
તુંને શું, કહાનજી! કહીએ રે લોલ? ૪

એવું તે કહેતાં મારી આંખોમાં ઊછળે
સાતે સમુદર રેલી રે લોલ:
કહાનજી! બેડલું ભાંગ્યું તેં મારું,
ઘેર કેમ જાઉં એકેલી રે લોલ?— ૫

બારસેં બેડલાં કોરાં અપાવું,
અમૃત ભરાવું કૂવે રે લોલ:
સાતે સમુદરનાં ખારાં છે પાણીડાં,
મારા છે સમ, શાની રુવે રે લોલ?— ૬

કૂવાને કાંઠે અમે મૂંગાં રે ઊભલાં,
એવી તે ગત કોણે કીધી રે લોલ?
બોલ રે બોલ, મારા કાલા હો કહાનજી!
આવડલી મત કોણે દીધી રે લોલ? ૭

## વસંતના ભણકા

• પાલવડો મારો મેલો, મોહનજી •

થનગન વનમાં નાચે વસંત હો,
હૈયાની કુંજ મારી ફૂલે ઝૂલે;
ઊડેરી એક કો બોલે કોયલડી,
ડોલે વસંત ત્યાં ફૂલે ફૂલે:
થનગન વનમાં. ૧

ઊજળા આકાશમાં ઊઘડે વસંત હો,
દિન દિન રંગ કંઈ નવલા ઝરે;
રંગે રંગે મારી ચમકે આંખડલી,
ઠમકે વસંત એ ધરણી પરે:
થનગન વનમાં. ૨

રસરસ કરતી રેલે વસંત હો,
        તરસી જગત અમીબિંદુ ઝીલે ;
હયે મારે ધારા ફૂટે મીઠડલી,
        લૂંટે વસંત ભર છલકે ખીલે :
                થનગન વનમાં. ૩

ઝાડીનાં ઝુંડમાં હીંચે વસંત હો,
        પાને પાને કળી મીંચાઇ હસે ;
ઘેલી ઘેલી મારી લાગે વાતડલી,
        જાગે વસંત તો નસે નસે.
                થનગન વનમાં. ૪

લીલા લલિત નવી લાવે વસંત હો,
        ઘેરાં ઘેરાં મારાં નયણાં ફરે ;
હૈયે નવલ મહેક મહેકે રસિકડી,
        લહેકે વસંત ત્યાં શમણે સરે.
                થનગન વનમાં. ૫

ઝીણું ઝીણું કંઇ ગુંજે વસંત હો,
        ઊંડા ઊંડા ઉર ભણુકા ઢળે ;
આઘે આઘે સખિ! વાજે વાંસલડી,
        આજે વસંત કંઇ એ શું છળે ?
                થનગન વનમાં. ૬

## ફૂલડાંની છાબ

• "ઝીણા ઝરમર વરસે મેહ" •

ભરી ભરી મારી ફૂલડાંની છાબ:
 ફૂલડાં દઉં કોને, સખી?
ખોળી ખોળી વળું ધરતી ને આભ:
 ફૂલડાં દઉં કોને, સખી?—

વનવનનાં ફૂલડાં મેં ચૂંટ્યાં મઘમઘતાં,
 ચૂંટી વસંત કેરી જ્યોતિ રે:
રંગેરંગે સો'તી, એના સૌરભથી મો'તી, તોયે
 થાકું લેનારો ગોતી ગોતી!
 હો! ફૂલડાં દઉં કોને, સખી? ૧

આશાભરી તે લાલી ચૂંટી ઉષાની,
 ચૂંટી સંધ્યાની સૌમ્ય છાયા રે;
પડતી ચંદની કેરી પાંદડીઓ ચૂંટી:
 ક્યાં છે એના તે રસરાયા?
 હો! ફૂલડાં દઉં કોને, સખી? ૨

ફૂલડાંની ફોરમ ને રંગોની ભભકે,
    ભૃંગ પતંગ આવી ગુંજે રે:
ડારું ડારું ને મારી આંખડલી વારું હો!
    ફૂલડાં જઈ વેરું કઈ કુંજે?
    હો! ફૂલડાં દઉં કોને, સખી? ૩

ઘોમ ધખે ને વ્યોમ આ તરસે,
    વરસે આંખડલીથી વારિ રે;
હારી હારીને હૈયું હેલે ચઢ્યું રહે:
    ફૂલડાંનો ક્યાં છે અધિકારી?
    હો! ફૂલડાં દઉં કોને, સખી? ૪

## પ્રાણનાં લહેણાં

• અમરવાડીમાં ડંકા વાગે છે •

કોઈ લટકે ને મટકે આવે છે,
મારા પ્રાણનાં લહેણાં લાવે છે:
કોઈ લટકે ને મટકે આવે છે. ૧

મારું આપ્યું તો એણે છે રાખ્યું,
મારા ભાગ્યનું જોણું છે ઝાંખ્યું:
કોઈ લટકે ને મટકે આવે છે. ૨

મારો આત્મા વિલાયો ને તરસ્યો,
મારું તન શોષ્યું ને ઘન વરસ્યો:
કોઈ લટકે ને મટકે આવે છે. ૩

મારાં લીધાં છે હીરા ને મોતી,
ભરી તેમાં છે અણમૂલ કો જ્યોતિ:
કોઈ લટકે ને મટકે આવે છે. ૪

મારાં ભાગ્યનાં કુંકુમ છે લીધાં,
તેનાં અજબ ઉદય ને અસ્ત કીધાં:
કોઈ લટકે ને મટકે આવે છે. ૫

મારા ચૂંટ્યા સોહાગ ચંદ્રે ચોળ્યા,
મારા પ્રારબ્ધના લેખ તારલે જોળ્યા:
કોઈ લટકે ને મટકે આવે છે. ૬

મારાં ઉડાવ્યાં સોણલાં વાદળિયે,
ફેંકી જીવનની રેખ કાળને તળિયે:
કોઈ લટકે ને મટકે આવે છે. ૭

તોય ઝરે છે અમી એની આંખોમાં,
ભર્યાં સર્જનના સાજ એની પાંખોમાં:
કોઈ લટકે ને મટકે આવે છે. ૮

જુઓ, જુઓ, કોઈ જોગી આવે છે,
જન્મોજન્મનાં લહેણાં લાવે છે:
કોઈ લટકે ને મટકે આવે છે. ૯

## વહાલાની વેણુ

• પ્રગટ્યા શ્રીકૃષ્ણ મનભાવતા રે લોલ •

વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ!
વેણુ વાગી ને જાગી જ્યોત જો:
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

તારલાના સંગમાં હું નાચતી રે લોલ,
ચંદ્રનો ત્યાં આવ્યો શો ઉદ્યોત જો!
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ. ૧

રમતી કેવી હું બાળબાગમાં રે લોલ,
હતાં મારાં દિવ્ય મધુગાન જો:
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

નવલરસ હિંડોળે હવે હીંચવા રે લોલ,
ક્યાંથી આ વેણુ પડી કાન જો?
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ. ૨

વહાલો નચાવે ઉર વેણુમાં રે લોલ,
સાથે નચાવે હીરાનેણુ જો!
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

હૈયું ડોલાવે મારું રાંકડું રે લોલ,
વહાલાની વેણુનાં મોહનવેણુ જો:
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ. ૩

વેણુ વગાડે ધીરી વીરલી રે લોલ:
ધીરીને કરે વીલી અધીર જો!
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

વેણુ ઝરે છે સુધાઝરણમાં રે લોલ:
નયન મારાં નીતરે નેહનાં નીર જો!
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ. ૪

વહાલા! વગાડ વેણુ વહાલથી રે લોલ:
વેણુનો પ્રાણ બની ગાઉં જો!
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

અંતરનાં ગાન ઊંડાં ઝીલવા રે લોલ,
વહાલાની વેણુ ક્યારે થાઉં જો!
વહાલાની વેણુ વાગી વનમાં રે લોલ! ૫

# બોલનાં બાણ

• છેતર્યાં છોગાળે •

સખી! વહાલીડે આવી જળઘાટે ને કોલનાં દાણ માગ્યાં;
હું તો ભોળી ભરમાઈ પડી વાટે કે બોલનાં બાણ વાગ્યાં! ૧

સખી! મીઠું મીઠું કૈંક કહ્યું એણે ને કોલનાં દાણ માગ્યાં;
એવું ભર્યું હશે શું એનાં વેણે કે બોલનાં બાણ વાગ્યાં? ૨

સખી! નયણાં નચાવ્યાં એણે ઝીણાં ને કોલનાં દાણ માગ્યાં:
એની જીભે વસે શું સૂર તીણા કે બોલનાં બાણ વાગ્યાં? ૩

સખી! દેખાડ્યાં સૂરજ ને ચંદા ને કોલનાં દાણ માગ્યાં;
પછી બન્યા એ એવા રસબંદા કે બોલનાં બાણ વાગ્યાં! ૪

સખી! સંભળાવ્યાં રામજી ને સીતા ને કોલનાં દાણ માગ્યાં;
એવા લંકાના ગઢ શા એણે જીત્યા કે બોલનાં બાણ વાગ્યાં? ૫

સખી! મોરલીએ મોહી મન મારું ને કોલનાં દાણ માગ્યાં;
એની મોરલીમાં હશે શું ગોઝારું કે બોલનાં બાણ વાગ્યાં? ૬

સખી! ઘડૂલો ચઢાવ્યો મારે માથે ને કોલનાં દાણ માગ્યાં;
એને છલકાતો રાખું કેમ હાથે કે બોલનાં બાણ વાગ્યાં? ૭

સખી! હસી હસી હૈડું હુલાવ્યું ને કોલનાં દાણ માગ્યાં;
એના મર્માળા મુખે તન તાવ્યું કે બોલનાં બાણ વાગ્યાં? ૮

સખી! આભને વીંટાળ્યાં મારે કોટે ને કોલનાં દાણ માગ્યાં;
મારું જીવન બંધાયું એની ચોટે કે બોલનાં બાણ વાગ્યાં. ૯

સખી! જન્મોના જોગ એણે જોયા ને કોલનાં દાણ માગ્યાં;
અદલ પ્રાણમાં છે પ્રાણ એના પ્રોયા કે બોલનાં બાણ વાગ્યાં? ૧૦

## વણમૂલાં વેચાણ

• માને તમારું તે તો ઘેલડી •

હું તો વેચાઈ વણમૂલે,
સખીરી! આજે
હું તો વેચાઈ વણમૂલે!—

સારી આ સૃષ્ટિનો ભર્યો ભંડાર જેમાં,
આવે ત્યાં કોણ તેની તૂલે?
સખીરી! આજે૦ ૧

જોયું જ્યાં મુખડું ત્યાં ખોયું મારું મનડું,
જાણ્યું એ જ સ્વર્ગ મારું ઝૂલે:
સખીરી! આજે૦ ૨

હું તો કહેતી'તી એવા લાખ પડ્યા વાટમાં:
આજે ચતુરાઈ પડી ચૂલે:
સખીરી! આજે૦ ૩

લાખો રતન મારાં રાખ્યાં જતનથી,
તે તો પતન પામી ડૂલે:
સખીરી! આજે૦ ૪

માગ્યાં તે માન કોનાં મળશે ગુમાનનાં?
સોનું સંતાઈ રહે ધૂળે :
સખીરી! આજે૦ ૫

ભાનુ જ ખિલાવશે ને ભાનુ જ બિડાવશે,
પંકજ તે ખીલીને શું ફૂલે?
સખીરી! આજે૦ ૬

અદલ એ વ્હાલમની આંખમાં કંઇ દેખી
પ્રાણ મારો માન બધું ભૂલે :
સખીરી! આજે૦ ૭

## ૨૯

• પાલવડો મારો મેલો, મોહનજી •

લાગી છે રઢ એક તારી, મોહનજી!
  બીજી છે વાત બધી ખોટી રે લોલ:
મારો તો ભાનુ છે મોરારી, મોહનજી!
  તારા ઝબૂકે ભલે કોટિ રે લોલ!—

તેજ તેજ તણખા ઝરે, રૂપ રૂપ અંબાર;
ખારાં જગનાં જીવવાં, મીઠા તુજ પડકાર:

એવું તે કોને જઈ કહેવું, મોહનજી,
  અંતરની આશ એક મોટી રે લોલ:
લેવું તો મનમાન્યું લેવું, મોહનજી,
  બીજી છે વાત બધી ખોટી રે લોલ. ૧

ઉપર નિરખું આંખડી, નીચે નિરખું નેણ;
લોચન એ જ બધે દિસે, એક વસ્તુ બહુ વેણ:

જ્યાં રે વસે મારો વહાલમ, મોહનજી!
  રહે છે ત્યાં ચિત્ત મારું ચોંટી રે લોલ:
સાચી છે વહાલમની આલમ, મોહનજી!
  બીજી છે વાત બધી ખોટી રે લોલ. ૨

ઘેલી ધરણી ઘૂમતી, ઘેલી ભમતી રાત;
ઘેલી એકલ નારની ઘેલી ઘેલી વાત:

હૈયાસૂના શું રહેશો છેક જ, મોહનજી?
મારી છે માગણી છોટી રે લોલ;
મારે તો ચાંદલો એક જ, મોહનજી!
બીજી છે વાત બધી ખોટી રે લોલ! ૩

## હૃદયસુધા

• મહોલે પધારો મહારાજ, માણીગર મહોલે પધારો •

હૃદયસુધા છલકાય, અધરરસ ગાગરીએ રે;
અધરપુટે જે સમાય, સમાય ન સાગરીએ રે.—

આભઉરે ઊભરાતી વહે રે
નવનવ જગ અમીગંગ;
વિશ્વ ઝીલે રસ એ, હું ય એવી
ઝીલું આ હૃદયતરંગ,
અધરરસ ગાગરીએ રે. ૧

સરિત સરોવર રેલિયાં રે,
રેલ્યા સિંધુ વિશાળ;
આભ રેલાયાં ને વિશ્વ રેલાયાં,
એવા એ હૃદયજુવાળ:
અધરરસ ગાગરીએ રે. ૨

વૃક્ષે વસંત વિરાજતી રે
ઊભરે ફૂલને હોઠ;
મધદરિયાનાં પહાડમોજાંશો
નેહનો ઊભરો મોટ:
અધરરસ ગાગરીએ રે. ૩

ઝીલે રવિઉર ચંદ્રિકા રે,
ઝીલે પૃથ્વીને આભ;
જગત બધું એમ ઝીલતું એ
હૃદયસુધાની છાબ:
અધરરસ ગાગરીએ રે. ૪

વૈશાખે સાગર ઊછળે રે
ને જેઠે આવે ઉધાન:
ઉરસાગર અધરે ઊલટે એવું
અધરસુધારસ પાન!
અધરરસ ગાગરીએ રે. ૫

## ઉગમતા દેશની પંખિણી

• પાલવડો મારો મેલો, મોહનજી •

મેલોની હાથ મારો, મૂકો મોહનજી!
જાવા દ્યો મુજને, વેળા વીતે;
ઉગમતા દેશની હું તો છું પંખિણી,
પાંખો આ ઢાળું મુજ અહીં શી રીતે?
મેલોની હાથ મારો. ૧

મારા તો દેશની ઊડતી અમરાઈઓ
અજવાળી આશાને વીંટે ઉરે;
મારા તો દેશની કુંજો હરિયાળી હો!
જાવું છે મારે ત્યાં વેગે પૂરે:
મેલોની હાથ મારો. ૨

મારા તે વનનો વડલો ગોરંભતો,
પ્રારબ્ધશી ગૂંથી તેની ઘેરી ઘટા:
ડાળે ડાળે ઝૂલે ગગનનો મોરલો,
ટહુકે ભરે તે કંઈ અદ્દભુત છટા:
મેલોની હાથ મારો. ૩

મારે તે માંડવે ઝાલર સોનેરી,
વીજળીની વેલશી ઝબકે ખૂલે;
વહાલાંની છાંયશા ચારુ ચંદરવા
મારા તે ચોકમાં દિનદિન ઝૂલે:
મેલોની હાથ મારો. ૪

મારા તે મુલકે અનસ્ત અજવાળાં,
પુણ્યોના ફાલશા પુવારા ફૂટે;
મારા તે ભાનુનાં કોટિ કિરણથી
અનહદ આનંદની ધારા છૂટે:
મેલોની હાથ મારો. ૫

મેલોની હાથ મારો, મૂકો મોહનજી!
જાવું છે દૂર મારે, વેળા વીતે:
ભાંગ્યા છે કાંટા મારા પગમાં આ વાટમાં,
હૈયું મનાવું કહો અહીં શી રીતે?
મેલોની હાથ મારો. ૬

## દિલનાં દાન

• રઘુપતિ રામ હ્રદેમાં રહેજો રે •

દિલે દિલ લાગે ત્યાં દિલ દઇએ રે;
દિલ સમજે તેનાં થિર થઈએ:
દિલે દિલ લાગે ત્યાં દિલ દઇએ રે.—

મહાસાગર આ ભરે ભરતી રે,
એને અંતર ધારણ ધરતી રે,
એવી ધરતી યે અંતર સરતી:
દિલે દિલ લાગે ત્યાં દિલ દઇએ રે. ૧

નહીં ચંદ્રથી કમળ વિકાસે રે;
નહીં કુમુદિની સૂર્યે ઉલ્લાસે રે;
જેવા રાગ તેવા સૂર શ્વાસે:
દિલે દિલ લાગે ત્યાં દિલ દઇએ રે. ૨

ઊંડે અંતર છે એક કૂપી રે;
વહે ત્યાં અમીધાર કો છૂપી રે;
નહીં નીકળે એ કોની યે ખૂંપી:
દિલે દિલ લાગે ત્યાં દિલ દઇએ રે. ૩

ભલે ઘોર અંધારાં વ્યાપે રે,
ભલે ઘન ગગડે, વીજ કાપે રે:
એ તો માવઠાં મહ્રાનાં શું આપે?
દિલે દિલ લાગે ત્યાં દિલ દઇએ રે. ૪

અગ્નિ પથ્થરે ને વીજ ઘનમાં રે,
એવી પ્રીત પ્રકાશે કો તનમાં રે,
રાખો મનમાંની ત્યાં લગી મનમાં:
દિલે દિલ લાગે ત્યાં દિલ દઇએ રે. ૫

મીઠાં મિલન છે કુસુમ અનિલનાં રે,
જાણે જાણણહાર કો દિલનાં રે:
કરશે અદલ શું દિલ તે બખિલનાં?
દિલે દિલ લાગે ત્યાં દિલ દઇએ રે. ૬

# ગુલાબ ને ચંબેલી

• રાતું રાતું ગુલાબનું ફૂલ, ગુલાબમાં મહેકે છે •

આજે પરણે છે વાડીનાં ફૂલ, ગુલાબ ને ચંબેલી,
જોવા આવજો એ જોડી અમૂલ, ગુલાબ ને ચંબેલી! ૧

કાચા સૂતરને બાંધેલે બંધ, ગુલાબ ને ચંબેલી,
સાથે મળ્યાં છે સોનું સુગંધ, ગુલાબ ને ચંબેલી. ૨

જેવાં મંગળ ને શુક્ર છે વ્યોમ, ગુલાબ ને ચંબેલી,
જેવાં શોભે અરુણ ને સોમ, ગુલાબ ને ચંબેલી. ૩

જેવા માણેક ને હીરલાના જોગ, ગુલાબ ને ચંબેલી,
એવાં જોડ્યાં છે રૂપ એ અમોઘ, ગુલાબ ને ચંબેલી. ૪

વિશ્વે વેરે સુગંધી પરાગ, ગુલાબ ને ચંબેલી,
એ તો સૃષ્ટિના અખંડ સોહાગ, ગુલાબ ને ચંબેલી. ૫

જેવી પાંદડીની ફૂટતી કુમાશ, ગુલાબ ને ચંબેલી,
એવી ખીલવજો અંતરની આશ, ગુલાબ ને ચંબેલી! ૬

કાંટા છોડ્યા છે ડાળીએ દૂર, ગુલાબ ને ચંબેલી,
ભળો કૂંળા સ્નેહે ભરપૂર, ગુલાબ ને ચંબેલી! ૭

રૂપે ગુણે રહો ગરવો ગુલાબ! ગુલાબ ને ચંબેલી,
ભરો ચંબેલી શુદ્ધ સ્નેહછાબ! ગુલાબ ને ચંબેલી. ૮

ફોરો આત્માની ફોરમ અતૂલ, ગુલાબ ને ચંબેલી!
સદા શોભો ગૃહવાડીનાં ફૂલ, ગુલાબ ને ચંબેલી! ૯

# પ્રેમમંદિર

• પ્રગટ્યા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ •

વહાલા! પધારો મારે મંદિરે રે લોલ!
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો;
  વહાલા! પધારો મારે મંદિરે રે લોલ.

રજની વધાવે રૂડા ચંદ્રને રે લોલ,
વહાલાને વધાવું હું ય તેમ જો;
  વહાલા! પધારો મારે મંદિરે રે લોલ.

મંદિરે વગાડો સ્નેહઘંટડી રે લોલ,
ઘંટડીની તાને રાખું ધ્યાન જો;
  વહાલા! પધારો મારે મંદિરે રે લોલ.

ચાલો પૂજીએ પ્રેમદેવને રે લોલ,
એક બની ગાશું ઉરગાન જો;
  વહાલા! પધારો મારે મંદિરે રે લોલ.

આંસુ ઉભરાય મારે અંતરે રે લોલ,
વહાલા વિના તે ઝીલે કોણ જો?
　　વહાલા! પધારો મારે મંદિરે રે લોલ.

કુસુમકળી વેરાય ઉરની રે લોલ,
વહાલા વિના રે ઝીલે કોણ જો?
　　વહાલા! પધારો મારે મંદિરે રે લોલ. ૩

મંદિરે ચઢાવો અમરફૂલડાં રે લોલ,
ઉરમાં ભરીશ હું સુવાસ જો;
　　વહાલા! પધારો મારે મંદિરે રે લોલ.

આવો, ભૂલીને જગવાતડી રે લોલ,
હસિયે તે સ્નેહતણું હાસ જો!
　　વહાલા! પધારો મારે મંદિરે રે લોલ. ૪

## સ્નેહીને

• ગરબી* •

આવો, આવો અમારે બાર,
વહાલા પધારજો !
તમ આત્માના ઊજળા ચમકાર ;
વહાલા પધારજો !—

પગલે પાવન અમીછાંટણાં છાંટો,
બારણે સુકાઈ અમ વેલ :
વહાલા પધારજો !
વેલી જગાવો ઉર ખેલી એ ઘેલી,
રેલી રેલાવો રસરેલ :
વહાલા પધારજો !—આવો૦ ૧

સ્નેહમંડપ નિત્ય આતમ અમ ઝૂલે,
સ્નેહની દોરી સ્નેહહાથ :
વહાલા પધારજો !
દોરી તૂટી કે છૂટી નહિ જાણું ;
ખેંચી ઝુલાવો તમ સાથ :
વહાલા પધારજો !—આવો૦ ૨

* આ ગરબી નવી રચી છે. "રંગીલી દરજણ છબીલી દરજણ" એ જાણીતા ગીતના ઢાળ પર "પગલે પાવન અમી છાંટણાં છાંટો" એમ અંતરાની શરૂઆત લઇને પછી પલટો આપ્યો છે.

આછી આછી આ જગતની માયા :
ઊંડા અમારા વિલાસ :
વહાલા પધારજો !
મોંઘી મોંઘી અમ માંડવની છાયા :
મોંઘા તમારા ઉલ્લાસ :
વહાલા પધારજો !—આવો૦ ૩

આત્મપટ ખોલી આ મૂક્યું તમ પગલે,
ના, ના, જશો નહિ દૂર !
વહાલા પધારજો !
આવો, પટે એ કનકપદ લૂછું :
પામું પ્રભુજીનું નૂર :
વહાલા પધારજો !—આવો૦ ૪

આવો, આવો અમારે બાર,
વહાલા પધારજો !
તમ હૈયાના દૈવી ચમકાર,
વહાલા પધારજો !
(અમ અંતરના ઊંડા અંધાર,
વહાલા વિદારજો !)
આવો, આવો અમારે બાર,
વહાલા પધારજો !—આવો૦ ૫

## ફૂલડાં

• ગરબી* •

મારે માંડવડે પધારો, મહારાજ,
        ફૂલડાં વીણિયે રે લોલ!
મારે આંગણિયે પધારો, રસરાજ,
        ફૂલડાં વીણિયે રે લોલ!—

માંડવડે વેરાઇને, પડ્યાં અમોલાં ફૂલ;
સુરવન સમો પ્રસારતાં મધુર સુવાસ અતૂલ:

કંચનછાબ ધરો, છબીલા મારા રાજ,
        ફૂલડાં વીણિયે રે લોલ!
ઝૂલે તોરણિયાં, રસીલા મારા રાજ,
        ફૂલડાં વીણિયે રે લોલ!—મારે૦ ૧

---

* આ ગરબી નવી રચી છે. એના સૂર કંઇક આ પ્રમાણે છે:

સા સા ની સા રિ ગ, રિ મ ગ મ રિ ॥ સા રિ ગ મ, ગ, રિ સા ગ રિ સાસા
ખ

આમાં ની ખરજ છે તથા ગ બધા કોમળ છે, બીજા બધા શુધ્ધ સ્વર છે. 'રાજ' અને "વીણિયે" એ બંનેમાંના 'રા' અને 'વી' પ્લુત સ્વર છે.

આંગણિયે અનુપમ પડે પરમ તાતનાં તેજ;
રૂડલાં ફૂલડાંમાં ભરે સુંદર શોભા એ જ :

હસતાં લોચનિયાં લોભાવો, રંગરાજ,
ફૂલડાં વીણિયે રે લોલ :
મારાં આંગણિયાં શોભાવો, રંગરાજ,
ફૂલડાં વીણિયે રે લોલ !—મારે૦ ૨

શીતળ સૌમ્ય સુધા સમી માંડવડાની છાય;
આંગણિયાં અજવાળવા, દોરો પાવન પાય :

પગલાંને રસિયાં ખેલાવો, રૂડા રાજ,
ફૂલડાં વીણિયે રે લોલ;
પગલે કુંદનિયાં રેલાવો, રૂડા રાજ,
ફૂલડાં વીણિયે રે લોલ !—મારે૦ ૩

મોંઘેરી મીઠડી સરે રમતીલી શીળી લહેર;
અમીકરમાં કર લઈ ગૂંથો ઉરઉરમણિની સેર !

હૈયાં ઊજળિયાં દીપાવો, ઉરરાજ,
ફૂલડાં વીણિયે રે લોલ;
મારાં આંગણિયાં ઝબકાવો, ઉરરાજ,
ફૂલડાં વીણિયે રે લોલ !—
મારે માંડવડે પધારો, મહારાજ,
ફૂલડાં વીણિયે રે લોલ ! ૪

## દિવ્ય રથ

• માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે •

વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!
ચમકે રવિનાં તેજ સમો અનુપમ ચમકાર!
અમીશાં અજવાળાં ઠારે અંતરની આંખડી,
ચૌદે રત્નતણો શો ભીડભંજન ભંડાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૧

આવો, પ્રિયતમ! એ રથમાં અંતર પધરાવિયે!
મનહર મહિમાવાન મહા એ જગમોઝાર!
ઋષિ મુનિ સંતજનોની નિર્મળ ઉરજ્યોતિ દીપે,
તેમાં આવો, ફરિયે કરતાં આત્મવિહાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૨

પુણ્યપ્રકાશિત પ્રભુનો મણિમંડપ રળિયામણો,
તેનાં સૂર્યપ્રભાશાં દિવ્ય ઝળકતાં દ્વાર;
વિશ્વવિરાજિત એ શોભાની છાંયે મહાલવા,
ચાલો, વહાલા! એ રથમાં કરિયે સંચાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૩

ઘૂ ઘૂ ઘોર ગરજતા ગંભીર જગસાગરતટે,
અમૃતસ્મિત ઝરતાં ખીલે કુસુમો સુકુમાર;
તેનો નિત્યવસંતસુગંધ રસે ભરવા ઉરે
હૃદયો ગૂંથી ચાલો જઇએ પ્રાણાધાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૪

જીવનદેવ! પ્રયાણ નથી જ સુકર ને સોહ્યલું:
જંગલ, ઝાડી, કોતર, ડુંગર, ખાડ અપાર!
મોંઘો, કોમળ, પુણ્યપ્રભાભર રથ ત્યાં આપણો
નિર્વિઘ્ને અણીશુદ્ધ ચલવવો પ્રભુઆધાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૫

કંટકમાર્ગ કઠોર વિકટ છે એહ પ્રયાણનો:
અનિલો ઘૂમે ને આકાશ વહે અંધાર:
તેમાં સાચવજો, પ્રાણેશ્વર! પાર ઉતારજો,
દિવ્ય, સુરમ્ય, અમૂલખ રથ એ સર્વપ્રકાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૬

ચાલો, વહાલા! ધીરા વીરા, મુખ મલકાવતા!
ઊંડા ઊંડા છે હૃદયોના અમીઉચ્ચાર:
હૈયાંહેત ઝરંતી આંખડલી આ આપણી
મધુરાં અજવાળાં કરશે કંઇ ઠારોઠાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૭

પ્રભુના પુણ્યવિલાસગૃહેથી કદી કદી આવતા!
સુમધુર મંગલ સ્વર્ગગીતોના કંઇ ભણકાર;
રસભીનાં તે ગીતોનો રસ પૂરણ ઝીલવા,
હસતાં જઈએ એ રથમાં, હૈડાના હાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૮

આવો, પ્રિયતમ! મંગલ ઘડી છે સુખસૌભાગ્યની!
આકાશે છે શા નવરંગ સજ્યા શણગાર!
એવા રંગ વિષે શો વિલસે છે રથ આપણો!
પ્રભુના મંગલ આશિષ વરસે છે શતધાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૯

હસતો રમતો રૂડલો રથ એ, પ્રાણ, ચલાવશું,
ઝગઝગ જગમાં એનો ઝલકાવી ઝલકાર!
ધીરી, શૂરી તમ વાંસલડી પ્રાણ! વગાડજો,
હું પણ પૂરીશ સાથે ગાન તણા લલકાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો! ૧૦

## નથનું મોતી

• ગરબી—રાગ દેશ—તાલ ધુમાળી •

મને આપ હો રાધા રે તારી નથનું મોતી!
નથનું મોતી રે તારા સતનું મોતી:
મને આપ હો રાધા રે૦—

નથનું મોતી તો મારા જિગરની જ્વાળા:
કાળા અંધારમાં એ પથની જ્યોતિ:
મને આપ હો રાધા રે૦ ૧

નથનું મોતી તો મારા આત્માનું અમૃત;
નથને કે નાથને તું ગતમાં મો'તી?
મને આપ હો રાધા રે૦ ૨

રતન દરિયાવનું કે તારાનું ટીપું:
કાઢ્યું મેં તારે મુખે મતમાં ગોતી:
મને આપ હો રાધા રે૦ ૩

મોતી વિના વહે આંખે મોતીની ધારા:
રાધા! એ દાને રહે તું છતમાં સો'તી!—

મને આપ હો રાધા રે તારી નથનું મોતી!
સતનું મોતી એ તારી નથનું મોતી:
મને આપ હો રાધા રે૦ ૪

# ગૃહદ્વારનાં બેલડિયાં

• ગુણવંતી ગુજરાત •

આછા ઘૂંઘટ ઉઘાડ,
સખીરી ! તારા આછા ઘૂંઘટ ઉઘાડ !
ઉરસૌંદર્ય ચખાડ,
સખીરી ! તારા આછા ઘૂંઘટ ઉઘાડ !

રસરંગીલી ચંદા મધુરી વેરે રૂપાફૂલ ;
વાદળવસન મુખેથી ખસેડી કરતી દુનિયા ડૂલ !
સખીરી ! તારા આછા ઘૂંઘટ ઉઘાડ ! ૧

સરવરસલિલે કુમુદિની નાચે અનિલે અનિલે પૂર ;
મુખવલ્લરી ખીલવે પાંખડીમાં ઝીલવા ચંદાઉર :
સખીરી ! તારા આછા ઘૂંઘટ ઉઘાડ ! ૨

નહીં ઝીલે તો નહીં ખીલે એ, વીલે મુખ કરમાય ;
ઉરસંવાદ પ્રફુલ્લ વસે ત્યાં રસજોડી વિકસાય :
સખીરી ! તારા આછા ઘૂંઘટ ઉઘાડ ! ૩

અંતર તુજ આત્મા ગુંજે ને નયને વહે સંદેશ ;
ઘૂંઘટ ઉઘાડ, અહો રસરાણી ! કરી દે સ્વપ્ન ઉજેશ !
સખીરી ! તારા આછા ઘૂંઘટ ઉઘાડ ! ૪

પટ ખોલે નભલક્ષ્મી ઉષા તો સૂર્ય ઝરે રસનેહ;
સંધ્યાને મુખ ઘૂંઘટ પડે ત્યાં અંધ બને જગદેહ!
સખીરી! તારા આછા ઘૂંઘટ ઉઘાડ! ૫

ગૃહદ્વારે બેલડિયાં વંદે વંદન વદનઉદાર;
સમરસકલા ખીલી પ્રગટે ત્યાં ઉરસૌભાગ્ય અપાર:
સખીરી! તારા આછા ઘૂંઘટ ઉઘાડ! ૬

તુજ સ્નેહની પ્રતિમા શું બોલે, લોલે ચેતન કેમ?
એકલઉર કલાપી ન ખોલે પ્રાણકલા પૂરી એમ:
સખીરી! તારા આછા ઘૂંઘટ ઉઘાડ! ૭

રસ ન ઝરે, પ્રભુતા ન સ્પુરે, શું આ તુજ એવી અમાસ?
ઘૂંઘટ ઉઘાડ, ખિલાવ કલા, સખી! વેરી દે તુજ હાસ!
સખીરી! તારા આછા ઘૂંઘટ ઉઘાડ! ૮

જળથળ વિલસે, રજની વિલસે, વિલસે દિશદિશ વ્યોમ;
ઘૂંઘટ ઉઘાડ, જીવનભાગી સખી! પૂર્ણકલા ઝર સોમ:
સખીરી! તારા આછા ઘૂંઘટ ઉઘાડ! ૯

નયનો ઝરશે, પ્રભુતા ભરશે, સરશે આત્માભાર;
સખીરી! તારું હૃદય વિકસતાં સ્વર્ગ બને સંસાર!
સખીરી! તારા આછા ઘૂંઘટ ઉઘાડ! ૧૦

## ૩૫

• શ્યામરંગ સમીપે ન જાવું •

આવડા રૂપાળા કોણે કીધા ?
કહોની, શ્યામ મારા !
આવડા રૂપાળા કોણે કીધા ?—

જોઈ જોઈ આંખ ઠરે એક જ સ્વરૂપમાં,
આંજતા પ્રકાશ આવે સીધા :
કહોની, શ્યામ મારા ! ૧

સૂર્યને વલોવિયા કે ચંદ્રને નિચોવિયા ?
લાખ લાખ તારા ઢોળી લીધા ?
કહોની, શ્યામ મારા ! ૨

સંધ્યા ને ઉષાના રંગ રંગ ચોળ્યા અંગમાં,
અમૃતના સાગર શું પીધા ?
કહોની, શ્યામ મારા ! ૩

પ્રેમીઓનાં કાળજાંને વીંધી વીંધી મારે,
એવા યે કંદર્પને શું વીંધ્યા?
કહોની, શ્યામ મારા! ૪

જાણતા કળા તે બધી એકમાં સમાવી:
ભૂલું કદી એમ વિધિ બીધા?
કહોની, શ્યામ મારા! ૫

અદલ છો રૂપાળા તેવા થાશો ના નમેરા!
રૂપે તો ઘા છે જ દિલે દીધા!
કહોની, શ્યામ મારા!
આવડા રૂપાળા કોણે કીધા? ૬

## અબોલા

• માને તમારું તે તો ઘેલડી •

બોલે તે તો છે ઘેલી બાપડી,
તમારી સાથે
બોલે તે તો છે ઘેલી બાપડી!—

મીઠું મીઠું બોલી તમે હૈડું હરી લ્યો છો,
ભૂલમાં ખવાડો પછી થાપડી!
તમારી સાથે૦ ૧

જાદુગર જાદુ કરી ચિત્ત લે છે ચોરી,
રહેતું પછી કહો શું પાસે આપડી?
તમારી સાથે૦ ૨

નિશ્ચય કીધો આ, કદી તમથી ના ભોળાવું,
ડૂબે મારી અધવચે તરાપડી!
તમારી સાથે૦ ૩

રોજ રોજ ઘેલુડી ને વહાલુડી ને બાલુડી,
સુણવાં એવાં વેણ શું નીચાં પડી?
તમારી સાથે૦ ૪

પાંચ જણની વચ્ચે મારે થાય જોવા જેવું,
તમારે તો જાણે છે મજા પડી!
તમારી સાથે૦ ૫

મેઘ જેવા ગાજશો ને મેઘ જેવા વરસશો,
અમારી તો ભીંજે આ એક કાપડી!
તમારી સાથે૦ ૬

જાઓ રે ઠગારા! હવે હું તો નહીં બોલું:
પણ આ અદલ મનને શી પડાપડી!
તમારી સાથે
બોલે તે તો છે ઘેલી બાપડી! ૭

# રૂસણાં ઉતારો

• અમ રે સાથે શું રાજ! માયા ઉતારી? •

હસ્યાં આકાશ, રેલી લાલી ગોરજની;
વસમી તે નહોય કાળી રજની:
જુઓ તો સહી!
આવો, આવોની રાજ! રૂસણાં ઉતારો! ૧

મીઠી છે ભૂખ, તેમ રૂસણાં યે મીઠાં:
રૂસણાં પછીનાં મિલન દીઠાં?
જુઓ તો સહી!
આવો, આવોની રાજ! રૂસણાં ઉતારો! ૨

કહો તો આ આભલાંની આપું પિછોડી:
ગૂંથું ત્યાં મેઘધનુ તોડી;
જુઓ તો સહી!
આવો, આવોની રાજ! રૂસણાં ઉતારો! ૩

કહો તો નભગંગનો બનાવું કંદોરો;
કહો તો દઉં તારલાનો તોરો;
જુઓ તો સહી!
આવો, આવોની રાજ! રૂસણાં ઉતારો! ૪

એવી દઉં જોડ એક ચાંદા સૂરજની,
આપી શકે ન નાર વ્રજની :
જુઓ તો સહી !
આવો, આવોની રાજ ! રૂસણાં ઉતારો ! ૫

દેવો યે સ્વર્ગમાંય પામે ન જેવાં,
આપું અમોલ અમી એવાં :
જુઓ તો સહી !
આવો, આવોની રાજ ! રૂસણાં ઉતારો ! ૬

હસતું આ વિશ્વ, આંખ હસતી ઉઘાડો !
ઊઘડ્યા આ પ્રાણે મીટ માંડો :
જુઓ તો સહી !
આવો, આવોની રાજ ! રૂસણાં ઉતારો ! ૭

## હૈડાની આગ

• પ્રેમની પીડા તે કોને કહીએ રે •

આવડું તે આળ નવ ધરીએ રે,
હો રસિયાજી!
આવડું તે આળ નવ ધરીએ!—

હૈડાની આગ તે તો હૈડે ધૂંધવાડીએ,
અબળા તે અમો કશું કરીએ રે?
હો રસિયાજી! ૧

વાંકું વચન તમ કાળજું આ વીંધે,
ડૂબતાંને દાબો નવ દરીએ રે!
હો રસિયાજી! ૨

રાતદિન બળી જળી રાખ થઈ રહીએ,
ઠાર્યાં તે કેમ કરી ઠરીએ રે?
હો રસિયાજી! ૩

અબળા અમો તો સદા રહીએ પરાધીન,
પળપળ લોકલાજે ડરીએ રે:
હો રસિયાજી! ૪

પ્રીતડી કરી તમોશું પીધાં અમે વિખડાં,
તમે શું પુરુષ જાણો જરીએ રે?
હો રસિયાજી! ૫

જીવન ને પ્રાણ અમ સોંપ્યાં તમ હાથે,
તારો જો તમે જ તો તરીએ રે:
હો રસિયાજી! ૬

સાગર તજીને જવું ઊડવા આકાશે,
પાંખો વિના બાથોડાં ક્યાં ભરીએ રે?
હો રસિયાજી! ૭

પ્રીતડીની ચારી તરવાર છે બેધારી:
ચૂકતાં કપાઈ ઝટ મરીએ રે;
હો રસિયાજી! ૮

ઘેલાં થયાં અમો તે તમો ડાહ્યા માટે;
અદલ અટળ સ્નેહ સ્મરીએ રે!
હો રસિયાજી!
આવડું તે આળ નવ ધરીએ! ૯

## હૈયાનું રાજ

• માને તમારું તે તો ઘેલડી •

જાઓ, મને ન કશું જોઇએ,
વરણાગિયા !
જાઓ, મને ન કશું જોઇએ ! —

ચાલવાની ચટક ના કે મહાલવાની લટક ના,
કે આંખડીની મટકમાં ન મોહીએ :
વરણાગિયા ! ૧

વાંકડિયા વાળમાં કે કંઠ કેરી માળમાં,
કે ચિત્તડું એ જાળમાં ન ખોઇએ :
વરણાગિયા ! ૨

સ્વર્ણતેજ તારલા કે ઇન્દ્રધનુ હારલા,
કે કો ન એવા ભાર લાધી સોહીએ :
વરણાગિયા : ૩

લાખલાખ સાજથી કે કોટિ અવર કાજથી,
કે દુનિયાના રાજથી યે રોઇએ :
વરણાગિયા! ૪

ભાવભર્યાં ભોજનો કે અમૃતના હોજ હો!
કે ઠરીએ ના પ્રયોજનોથી કોઇએ :
વરણાગિયા! ૫

કનકજડિત હાથમાં કે લક્ષ્મીના યે સાથમાં
કે અણમૂલો આ આતમા ન પ્રોઇએ :
વરણાગિયા! ૬

દ્યો તો અદલ આજ તમ હૈયાકેરું રાજ દ્યો!
નહીં તો આ મહોતાજ શેનાં હોઇએ?
વરણાગિયા!
જાઓ, બીજું ન કશું જોઇએ! ૭

## ગરાસિયો ને ગરાસિયણ

• રાગ માઢ–પ્રથમ લીટીજ જૂના લોકગીતની છે •

મઘમઘ કરતો મોગરો, ને થાળી જેવડાં ફૂલ:
આવ રે મારા ગરાસિયા, તારી પાઘડીએ બાંધું ઝૂલ!—
એવડાં તે ફૂલ ક્યાં બાંધશો? મારી છોટી કેસરપાઘ:
વાહ રે ગરાસિયા બાલુડા, રણે જાણ્યું શું વકરી વાઘ?
મઘમઘ કરતો મોગરો૦ ૧
કાજળવરણી રાતડી, ને રૂપલાવરણાં ફૂલ:
કાળા રણે કરજો રુધિરની ધારે દુશ્મનનાં શિર ડૂલ!
મઘમઘ કરતો મોગરો૦ ૨
કુંકુમ ચોંટ્યાં ભાલડે, ને કેસર છાંટ્યાં ચીર:
વિજયી ગરાસિયા! આવજો, બની શોણિતબોળ્યા વીર!
મઘમઘ કરતો મોગરો૦ ૩
એક તો જનનીનાં દૂધડાં, ને બીજાં ઠકરાળાંનાં નૂર;
ત્રીજાં ત્રિલોકે દીપાવવાં મારાં ક્ષત્રીજાયાનાં શૂર:
મઘમઘ કરતો મોગરો૦ ૪
શૂરા અખાડિયા મેહુલા, ને શૂરા કો મહાના વંટોળ,
એથી યે શૂરો ગરાસિયો: જોજો રણસંગ્રામે મોલ!
મઘમઘ કરતો મોગરો૦ ૫
થાળી જેવડાં ફૂલ ઠકરાળાં, તો સાગર જેવા સ્નેહ:
લાવીશ દિગંતનો કાંઠલો: સદા સોહાવજો આ દેહ!
મઘમઘ કરતો મોગરો૦ ૬

## ગુર્જરી વીરાંગના

• શ્યામ રંગ સમીપે ન જાવું •

કાયરાની નાર શું ગણાઉં ?
ઊઠો, સ્વામી મારા !
કાયરાની નાર શું ગણાઉં ?—

સારી ગુજરાત આજ ખળભળી છે ઊઠી,
હું જ બેસી હાલેરાં શું ગાઉં ?
ઊઠો, સ્વામી મારા ૧

શેરી કેરી નાર બધી ટૂંપી ટૂંપી ખાશે,
ફટ રે અલી ! માટી તારો મ્યાઉં !
ઊઠો, સ્વામી મારા ! ૨

ગડગડ્યાં નિશાન, વાગે શૂર રણતૂર આ,
હાક બધે સુણી અકળાઉં :
ઊઠો, સ્વામી મારા ! ૩

કેસરીની નાર હું કે ઠેસ ખાતી લોંકડી,
વેશ આવો દેખી લજવાઉં :
ઊઠો, સ્વામી મારા ! ૪

હોય વીરશોણિત તે ઊનું ઊનું ઊછળે,
હું તે શું આ હિમમાં થિજાઉં ?
ઊઠો, સ્વામી મારા ! ૫

પાઘ બાંધું કેસરી ને કમર બાંધું કસકસી ;
ધસમસી ઝુકાવો, હું હુલાઉં !
ઊઠો, સ્વામી મારા ! ૬

અંગના ભલે હું તોય વીરની વીરાંગના,
વીરના જ વહાલમાં ગૂંથાઉં :
ઊઠો, સ્વામી મારા ! ૭

વીરની ઘડી ખરી, ન કાયરાની જીંદગી :
વધો, સ્વામી ! જયગીતો હું ગાઉં !
ઊઠો, સ્વામી મારા ! ૮

## પગલાં

• પાલવડો મારો મેલો, મોહનજી •

ધીમાં ધીમાં હો, નાથ! પગલાં ઉપાડજો,
પગલે પગલે ઝરે જ્યોતિ રે લોલ:
ઊંચા આકાશનો સાગર ગોરંભતો
જ્યોતિ એ ઠારી કરે મોતી રે લોલ:
ધીમાં ધીમાં, હો નાથ! ૧

પગલાં ઉપાડશો ત્યાં તારલા પાડશો,
વિશ્વની વાટ આ ઉજાળશો રે લોલ:
જીવનનો જોગી કોઈ પળશે એ પંથમાં,
ઉરના અંધાર તેના ટાળશો રે લોલ!
ધીમાં ધીમાં, હો નાથ! ૨

કાજળનાં કોડિયાંમાં દીપે એ દીવડા,
એવા પ્રકાશ નાથ! પૂરો રે લોલ!
કાજળના કોડિયામાં તણખો ઝબૂકતાં,
આત્મા ન કોઈ ભલો બૂરો રે લોલ:
ધીમાં ધીમાં, હો નાથ! ૩

અંધારી રાતનાં અંધારાં કાળશાં,
ચમકે ત્યાં દેવની ચોકી રે લોલ;
ચોકી ચોકીએ મારા નાથનાં પગલાં
પાડે છે ભાત કો અનોખી રે લોલ:
ધીમાં ધીમાં, હો નાથ! ૪

ધીમાં ધીમાં, હો નાથ! પગલાં ઉપાડજો!
પગલે પગલે પડે તારા રે લોલ:
ઝીલું ને ઢાળું તેજધારા જીવનમાં,
એવા હો નાથ! રહેજો મારા રે લોલ!
ધીમાં ધીમાં, હો નાથ! ૫

## પ્રેમદાન

• અમ રે સાથે શું રાજ! માયા ઉતારી •

ઘોમ ધખે ને ધરણી તરસે,
ધમધમ મેહુલો વરસે :
વહાલમજી!
એવાં તે પ્રેમદાન દેશોજી ક્યારે? ૧

મુખડાના મોહ ને દિલડાના દાવા,
આખર છે હૈયું ઠગાવા :
વહાલમજી!
સાચાં તે પ્રેમદાન દેશોજી ક્યારે? ૨

નયન નયનમાં પ્રતિમા પલકે,
હૈડે પરમરસ છલકે :
વહાલમજી!
મોંઘાં તે પ્રેમદાન દેશોજી ક્યારે? ૩

ખેલું જગાડી અંધારને ભડકે,
વીજળીશું વાદળને પડખે :
વહાલમજી!
શૂરાં તે પ્રેમદાન દેશોજી ક્યારે? ૪

ગગન સુહાગી રહે શશિદેહે,
અંતર સુહાગી છે સ્નેહે :
વહાલમજી !
મીઠાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૫

ભરશે વિરાટ એક મુઠ્ઠીના દાને,
મુઠ્ઠીનો ભેદ જે જાણે :
વહાલમજી !
ઊંડાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૬

પગલે પગલે જ્યાં જ્યોતિનાં ફૂલો,
સૂર્યનો માંડવ અણમૂલો :
વહાલમજી !
વિરલાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૭

શ્વાસે શ્વાસે છે આ જીવનનાં આણાં,
ભરતીનાં મોજાં ભરાણાં :
વહાલમજી !
દૈવી તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૮

## વહાલમજીનો રાસ

ઝૂલા પર દીકરી રે કે લટપટ બોલે, વહાલમજી,
આજે મારા પરણ્યાનું રાજ, લટપટ બોલે, વહાલમજી.

વાદળમાં વીજળી રે કે ચમચમ ચમકે, વહાલમજી,
એવા મારા અંતરના ભાવ આજ કંઇ ટમકે, વહાલમજી;
અબળાના ઉરની રે કે વાત એક મોંઘી, વહાલમજી,
પ્રારબ્ધના ઝીલતી એ ઘાવ, સ્નેહને ન સોંઘી, વહાલમજી. ૧

પ્રીતમની છાંયમાં રે કે અબળા ખીલતી, વહાલમજી,
વાદળના પડખામાં જેમ, વીજળી ઝીલતી, વહાલમજી;
ચટકતી ચાંદની રે કે પડતી રવિઓથે, વહાલમજી,
એવો છે અબળાનો પ્રેમ, છૂપતો પોતે, વહાલમજી. ૨

માનસર કાંઠે રે કે હંસ ચરે મોતી, વહાલમજી,
એવી તમ અંતરકિનાર, પામું પુણ્યજ્યોતિ, વહાલમજી;
મોરે મંદાકિની રે કે આભને કોટે, વહાલમજી,
ઝૂલી તમ સ્નેહસહકાર, મોરું ફૂલગોટે, વહાલમજી. ૩

તમે તો ભાનુશા રે કે ચંદાશી હું તો, વહાલમજી,
કાળજાને કોતરતો કાળ હૈયે મારે સૂતો, વહાલમજી;
સંજીવન સ્નેહનાં રે કે લાવે દેવદૂતો, વહાલમજી,
રોજ એવી કિરણની માળ હૈયે મારે ગૂંથો, વહાલમજી. ૪

લાખેણી લાડલી રે કે શોભે શણગારે, વહાલમજી,
લાખ લાખ તારાનાં તેજ દેહે ઝબકારે, વહાલમજી;
તોય પિયુચંદ્રનાં રે કે દર્શન જો ઊણાં, વહાલમજી,
વહી રહે અંધારાં બધે જ, હૈયાં એવાં સૂનાં, વહાલમજી. ૫

દૂરથી દિગંતમાં રે કે વાટડી જોતી, વહાલમજી,
દીઠી–અણદીઠી વસંત, ધરા ધીર ખોતી, વહાલમજી;
ક્યારેક તે આવશે રે કે ભરશે ફૂલપાને, વહાલમજી,
એવી અમ આશા અનંત ધારે ધીર ધ્યાને, વહાલમજી. ૬

આંસુડાં આંખમાં રે કે હૈડે જવાળા, વહાલમજી,
વદને હુલાવી તોય હાસ, પીવા વિખપ્યાલા, વહાલમજી;
વરસતે મેહુલે રે કે ચાંદની પડતી, વહાલમજી,
એવી અમ પ્રીતિ દે ભાસ, હસતી રડતી, વહાલમજી. ૭

પોયણીની દાંડી રે કે નીરે ઊભે મદથી, વહાલમજી,
વધે જેમ પાણીનાં પૂર, તેમ તેમ વધતી, વહાલમજી;
નેહ કેરાં નૂરમાં રે કે અબળા ઊગતી, વહાલમજી,
જેમ જેમ વધતાં એ નૂર, તેમ ઊંચે પૂગતી, વહાલમજી. ૮

દિલના દિલાવર રે કે મનના મોટા, વહાલમજી,
ઓછાં અધીરાં અમ ઉર ભરે પરપોટા, વહાલમજી;
સાગરના જેવા રે કે ગંભીર ગાજો, વહાલમજી,
મારાં આ સરિતાનાં પૂર શમવી સહાજો, વહાલમજી. ૯

ધમધમતી ચાલમાં રે કે ધરણી ધ્રૂજે, વહાલમજી,
ગડગડતો જાણે કો મેઘ વ્યોમમાં ઝૂઝે, વહાલમજી;
જુલમો જગતના રે કે પાયે એમ ચાંપો, વહાલમજી,
વરસીને વર્ષાને વેગ, આશિષ આપો, વહાલમજી! ૧૦

વાંકડલી મૂછ પર રે કે લિંબુ ઠરતાં, વહાલમજી!
વીરત્વ પ્રાણનાં એ હોઠ ટેક અડગ ધરતાં, વહાલમજી;
અધરે વિરાજતી રે કે સત્યની લાલી, વહાલમજી,
વીરની છે પૂંજી એ મોટ, વીરને જ વહાલી, વહાલમજી. ૧૧

મુખડાના હાસ્યમાં રે કે ભાગ્ય જોઉં મારું, વહાલમજી,
સો સો ઊઘડતાં પ્રભાત આંખમાં ઉતારું, વહાલમજી;
સાત સાત જન્મનાં રે કે દુઃખ મારાં ભૂલું, વહાલમજી,
એવી સદા રાખો રળિયાત, હાસ્યઝૂલે ઝૂલું, વહાલમજી! ૧૨

અણિયાળી આંખમાં રે કે તરે અમીબિન્દુ, વહાલમજી,
ઠારે કંઈ જગતના તાપ, રહેમના એ સિન્ધુ, વહાલમજી;
નિરખું એ નેણમાં રે કે અણબોલી વાતો, વહાલમજી,
મારાં તો ભાગ્યની એ ખાપ, વિધિપોથી કાં તો, વહાલમજી! ૧૩

બાહુ કેરા બળમાં રે કે ઊછળે મોજાં, વહાલમજી,
ઘૂમી રણાંગણે શૂર, યુદ્ધ કંઈ યોજ્યાં, વહાલમજી;
હું તો ભવરણમાં રે કે પિયુની સંગાથી, વહાલમજી,
રાખશો કદાપિ નવ દૂર, જીવનનો સાથી, વહાલમજી! ૧૪

વનનાં ઊંડાણુમાં રે કે કોકિલ બોલે, વહાલમજી,
વહેતી એના ટહુકાની ધાર વનરસ ઢોળે, વહાલમજી;
અંતરના ગોખમાં રે કે બોલે કોક પંખી, વહાલમજી,
વહાલભર્યા ઊંડા ભણુકાર, એના રહું ઝંખી, વહાલમજી. ૧૫

આભલાંની ઓઢણી રે કે સરતી શશિદેહે, વહાલમજી,
ઊડતી એની રૂપેરી કોર દૃષ્ટિ ભરે લેહે, વહાલમજી;
ઘડીના એ મોહ તો રે કે આંજી ઊડી જાશે, વહાલમજી,
ચંદ્રને જ ભાળજો, ચકોર! એ જ અમી પાશે, વહાલમજી. ૧૬

લક્કડની વાંસળી રે કે ઘડી કો સુતારે, વહાલમજી,
સુંદર છે ઘાટ અને રંગ, કળા કીધી ભારે, વહાલમજી;
આત્માનાં ગાન તો રે કે વહેશે જેવાં હઇયે, વહાલમજી,
ઝીલે જેવાં વાંસળીનાં અંગ, સૂર તેવા લહીએ, વહાલમજી! ૧૭

પૂનમનો ચાંદલો રે કે આભને માથે, વહાલમજી,
રહેજો સૌભાગ્ય મારાં એમ, કુંકુમ સાથે, વહાલમજી!
ગગનના જેવી રે કે છાંય સદા રાખો, વહાલમજી!
અદલ નિભાવજો આ પ્રેમ, ભવભવ લાખો, વહાલમજી! ૧૮

## સંધ્યાનાં સોણલાં

• રાતડલી રળિયામણી, મનમોહનજી •

કૂંળી ઉષા, કૂંળાં આભલાં, મુજ વહાલમજી!
કૂંળા કૂંળા સૂરજના પાદ:
ભૂલશો સોણુલાં તે, મુજ વહાલમજી?
મોંઘી વસંત, મોંઘાં ફૂલડાં, મુજ વહાલમજી!
મોંઘા ઉર ઉરના આહ્લાદ:
ભૂલશો સોણુલાં તે, મુજ વહાલમજી? ૧

હૈડે લીલા લચી કૈં હતી, મુજ વહાલમજી!
કરતી કોયલ ટહુકાર:
ભૂલશો સોણુલાં તે, મુજ વહાલમજી?
જોબન હતાં જાદુભર્યાં, મુજ વહાલમજી!
આંખે ઓજસના અંબાર:
ભૂલશો સોણુલાં તે, મુજ વહાલમજી? ૨

આંજણુ અંજાયાં આંખમાં, મુજ વહાલમજી!
દીઠી અદ્દભુત સોનલ દેહ:
ભૂલશો સોણુલાં તે, મુજ વહાલમજી?
દીધાં–લીધાં દેહદાન એ, મુજ વહાલમજી!
મોર્યા ફાલ્યા તે અમૃતનેહ:
ભૂલશો સોણુલાં તે, મુજ વહાલમજી? ૩

આજે ઊભાં સંધ્યા તળે, મુજ વ્હાલમજી!
કેવી મીઠી મનોહર શાંત!
ભૂલશો સોણુલાં તે, મુજ વ્હાલમજી?
રેલ્યા આ જીવનરંગ સૌ, મુજ વ્હાલમજી!
ઝૂલે નભ ધરણી એકાંત:
ભૂલશો સોણુલાં તે, મુજ વ્હાલમજી? ૪

આવી હેમંત, આવ્યા વાયરા, મુજ વ્હાલમજી!
પેલાં રજનીનાં આવે રજપૂર!
ભૂલશો સોણુલાં શું, મુજ વ્હાલમજી?
મીઠાં સૌ સ્નેહલ સોણુલાં, મુજ વ્હાલમજી!
ઝગો તારાશું ઉર પૂરનૂર!
ભૂલશો સોણુલાં શું, મુજ વ્હાલમજી? ૫

ઘેરી આ સાંઝ, ઘેરી રાતડી, મુજ વ્હાલમજી!
ઘેરી ઘેરી સુખદુ:ખની ગાથ:
ભૂલશો સોણુલાં શું, મુજ વ્હાલમજી?
હવે લેવાં-દેવાં આત્મદાન કૈં, મુજ વ્હાલમજી!
હૈયે હૈયાં ગૂંથી, હાથે હાથ!
ભૂલશું સોણુલાં શું, મુજ વ્હાલમજી? ૬

# દામ્પત્યનો વિજયકાળ

• વનમાં બોલે મીઠા મોર •

વહાલા! મને કંઇ કંઇ આજે થાય,
 સ્મરું તે દિન દોહ્યલા રે લોલ:
જેવી પેલી વાદળીઓ વિખરાય,
 વહ્યા તે ભાસ સોહ્યલા રે લોલ. ૧

નહોતું જાણ્યું સ્વપ્ને પણ કો વેળ,
 ચુવાથી કંઇ મીઠડું રે લોલ;
આજે એવું ઘડપણ સ્નેહઠરેલ,
 ચુવાથી ભલું દીઠડું રે લોલ. ૨

વાદળી વાદળીમાંહી ભેળાય,
 ભેળાતાં ઉર આપણાં રે લોલ;
હવે પ્રાણ પ્રાણે ડૂબી સમાય,
 ઉદક ઝરણાંતણાં રે લોલ. ૩

યૌવન તાતી તાવણી જેમ
 છછણતું સહેજમાં રે લોલ;
આજે હોય અમૃતથાળી એમ
 લહેરાતાં શીત તેજમાં રે લોલ. ૪

હવે થયો આપણો આત્મા એક,
દિવાલો તૂટી દેહની રે લોલ;
વહ્યાં મદઘેન નયનથી છેક,
ખીલી છે જ્યોતિ સ્નેહની રે લોલ. ૫

આજે તમ હૈયે વસતી વાત
પ્રથમથી હું લહું રે લોલ;
તમે પણ સમજી લ્યો ભલી ભાત
દિલે જે હું ચહું રે લોલ. ૬

મિથુનની તારકજોડશું આજ
પલકીએ આપણે રે લોલ;
રહ્યું દૃઢબંધન જીવન કાજ,
ઠર્યાં તપી તાપણે રે લોલ. ૭

વહાલા! જરી જેટલું હોય વિશેષ,
અને ભવ ભવ હસે રે લોલ!
વહાલા! પડે ઓછું કંઇ લવલેશ,
જગત ક્યાં ક્યાં ખસે રે લોલ! ૮

એવું જરી દેતાં વધુ કંઇ રોજ
રહ્યાં ને રહીશું સદા રે લોલ;
અખૂટ છે વહાલપના રસહોજ:
દીધા એ ખૂટ્યા કદા રે લોલ? ૯

ભલે જગે નવનવ આવે વસંત
ખીલી ફૂલપાનમાં રે લોલ,
રહી સ્મૃતિ આપણુ ઉર રસવંત
અમર ઉરગાનમાં રે લોલ. ૧૦

હવે અહીં બાળકડાંની પાંખ
વસંત એ ખીલશે રે લોલ,
જોઈ એને આપણી ઝૂમતી આંખ
નવું નૂર ઝીલશે રે લોલ. ૧૧

વહાલા! પેલી ઊઘડી દિવ્ય દિગંત
રેલાશે કૃપા નાથની રે લોલ,
ત્યારે તહીં રચશું નવલ વસંત
અનંત આ સાથની રે લોલ! ૧૨

# વિરહિણી

• ગરબી—રાગ ગારો •

નમેરીઆ! આવો રે, મોરે નયણાં પલક ના સુકાય:

નયણાં પલક ના સુકાય, હો!
લયમાં ખલક ડૂબી જાય:
આવો રે, મોરે નયણાં પલક ના સુકાય.—નમેરીઆ!

ભરતી ભરાય આ,
હૈડું તણાય આ,
દિલનો દિલાવર ન પાય:
આવો રે, મોરે નયણાં પલક ના સુકાય. ૧

માયા તે નાથની,
છાયા તે હાથની,
વેલી અકેલી વિલાય:
આવો રે, મોરે નયણાં પલક ના સુકાય. ૨

નમેરીઆ! આવો રે, મોરે નયણાં પલક ના સુકાય.

## વિયોગ

• ગરબી—રાગ માઢ •

નાથ પધારો આજ!
મોંઘા મારા નાથ પધારો આજ!
દૂર વસો શીદ રાજ?
મોંઘા મારા નાથ પધારો આજ!—

ડગમગ કરતા ડુંગર ડોલે, ડોલે સાગરનીર;
ગગને નવલખ તારક ડોલે, ડોલે અંતરધીર:
મોંઘા મારા નાથ પધારો આજ! ૧

હૈડે રાખી પ્રેમહિંડોળે, ખૂબ લડાવ્યાં લાડ:
ઊંડા અરણ્યમાં મૂકી રવડતી, રાખો હવે શીદ આડ?
મોંઘા મારા નાથ પધારો આજ! ૨

સરસરતો કંઇ મેહુલો વરસે, વરસે અંધારું ઘોર:
દિનદિન નવદુખડાં વરસે ત્યાં અબળાનું શું જોર?
મોંઘા મારા નાથ પધારો આજ! ૩

જુગના જુગ જતા કંઇ લાગે, ગણુતાં નાવે પાર :
કાળા કાળ વિષે પડી કંથથી છૂટી અભાગી નાર :
મોંઘા મારા નાથ પધારો આજ! ૪

રંગમહેલે રસરાસ રમાડી પાયાં અમૃત અમોલ :
તરછોડેલી નાર તે તરસે સુણુવા હવે એક બોલ!
મોંઘા મારા નાથ પધારો આજ! ૫

જડ આ જગતની શ્યામ ઘટામાં ઘૂઘવે ઘોર સમીર :
નાર અનાથ એકાંત વહાવે નયને અનહદ નીર :
મોંઘા મારા નાથ પધારો આજ! ૬

ઘન ગાજે ને વીજ ઝબૂકે, બોલે દાદુર મોર;
કંથ વિના મુજ થરથર કંપે કાલજડાની કોર :
મોંઘા મારા નાથ પધારો આજ! ૭

ઝગમગતાં સહુ રત્નને શું કરું? શું કરું સોળ શણુગાર?
સ્વામી વિના મને એ સહુ લાગે ધગધગતા અંગાર!
મોંઘા મારા નાથ પધારો આજ! ૮

લોક કહે કે જપતપ કીધે વહાલો મળે સાક્ષાત :
હું દુખીએ વ્રત ક્રોડ કીધાં પણુ વહાલાની ક્યાં વાત?
મોંઘા મારા નાથ પધારો આજ! ૯

વનવનમાં મુજ વહાલમ શોધું, શોધું સકળ સંસાર:
પ્રેમઘેલી બની 'પ્રીતમ! પ્રીતમ!' ઝંખું અધીરી નાર:
મોંઘા મારા નાથ પધારો આજ! ૧૦

ઘાડાં વાદળ જોઉં ઉપર ઊભાં, નીચે ધરા પાતાળ;
ઉષ્ણ અરણ્ય ચોપાસ વીંટે ત્યાં કોણ રે લે સંભાળ?
મોંઘા મારા નાથ પધારો આજ! ૧૧

આવો, આવો, વહાલમ આવો, દઇએ આલિંગન ઉર:
વિયોગની વાતડલી, વહાલા! કરશું પછી ભરપૂર!
મોંઘા મારા નાથ પધારો આજ! ૧૨

તારક ક્રોડ ભલે ચમકે પણ રજની ચહે શશિરાજ:
ભર્યું ભર્યું બ્રહ્માંડ આ ખાલી લાગે વિના શિરતાજ!
મોંઘા મારા નાથ પધારો આજ! ૧૩

વહાલા શું અબળા તરછોડી, કઠણ થયા ઉર ક્રૂર?
એક વેળા ભગવાન! મળો તો કદી ન જવા દઉં દૂર!
મોંઘા મારા નાથ પધારો આજ! ૧૪

ધગધગતા જગસાગરતીરે ઊભી આશાભર, શ્યામ!
આવો, ઊંડે ઉર અવિચળ આપો વિરહિણીને વિશ્રામ!
મોંઘા મારા નાથ પધારો આજ! ૧૫

# એકલી

• કુંજલડી હો! સંદેશો અમારો •

મેઘલી રાત ને વીજના ભડકા,
    ઝબકી ઝબકી જાગું જી રે;
વહાલમ તો મારો વસે વિદેશમાં,
    ભવના ભય ક્યાં ભાંગું જી રે? ૧

સૂની પડી મારી સુખની સેજડી,
    સૂની આ મારી મેડી જી રે;
ભડભડ ભડકે કાળજાં કંપે,
    નીંદર મારી છેડી જી રે. ૨

નીંદર મારી વેરણ થઈ બેઠી,
    ક્યાં જઈ વહાલમ જોવા જી રે?
સોણાં વિહોણું મારું હૈયું વિલાતું,
    ઘડીના જોગ યે ખોવા જી રે. ૩

આંધળું આભ આ ચઢ્યું તોફાને,
    નેવલાં ધોધે રેલે જી રે;
બારણાં વીંધતા સૂસવે વાયરા:
    ભયના ખેલ સૌ ખેલે જી રે. ૪

વિટપને વળગી વીંટે છે વેલડી,
　　આભને વીંટે ગંગા જી રે;
વહાલમ વિહોણીને કેના આધાર હો?
　　કેના ઉરે અડબંગા જી રે? ૫

એકલી નારની અધીરી છે આંખડી,
　　હૈડું અધીરું ઓછું જી રે;
એકલી નારના કાન છે સરવા:
　　પળપળ ચમકી શોચું જી રે. ૬

મેઘલી રાત ને વીજના ભડકા,
　　અંધારા ઓરડા ધબકે જી રે:
વહાલમ! ઉઘાડજો વહેલેરાં વહાણલાં!
　　ઝળહળ વાટડી ઝબકે જી રે! ૭

# વિજોગણ

• શેરી વચાળે ઊભી'તી ને નરમળ નરમળ જોતી'તી •

શિયાળો શૂળે ગયો ને ઊનાળો ધૂળે વહ્યો,
સરવરિયાં છલકે રે મારી આંખમાં;
દીપ હોલાયા આંગણે ને ફૂલ સુકાયાં ફાગણે,
સરસરિયાં વરસે રે શ્રાવણ સાખમાં. ૧

કાગા બોલે બારણે ને દોડી જાઉં ઓવારણે,
ઊના રે ધખતા ત્યાં સૂના ઓટલા;
કોયલડી કૂ કૂ કરે ને કુંજલડી ચટકું ભરે,
ઓળું ને ખોળું રે દિનભર ચોટલા. ૨

સપનામાં કંઇ સાંપડે ને જાગી નજરે ના પડે,
ખાલી રે ઓશીકાં ખૂંચે હાથને;
નીંદર નાવે આંખડી ને પળપળ પલકે પાંખડી,
લાગું રે ઘેલી હું સહિયર સાથને. ૩

વીજ પડે કંઇ ઓતરે ને ચમકી દોડું ચોતરે,
શીળા રે વાતા દખ્ખણના વાયરા;
તારલિયા સહુ ચીંધતા ને હૈયાં મારાં વીંધતા,
વિખરાતા મારા રે દિલના ડાયરા. ૪

પૂછું પળતાં પંથીડાં ને પૂછું ઊડતાં પંખીડાં:
 મારગડે દીઠો રે કો વરણાગિયો?
મારગડા તો ધગધગે ને સૂના ડુંગર ડગમગે,
 વાટે રે વહેતા જોગી વેરાગીઓ. ૫

દેહલડી ધરણી ઢળે ને નયણાં મારાં નીગળે,
 જીવડલો તલખે રે કાળા કાલમાં:—
બોલ્યા ઘૂઘરા બારણે ને છાંટ્યાં નીર ઉતારણે,
 ઝરમરિયાં ઝમકે રે ઝગમગ, વહાલમા! ૬

# વિજોગિની

• રાગ માઢ–દાદરો* •

મારા પરદેશી હો પંખીડા!
વહાલા! આવોની હવે ઘેર!
કરું પળપળ જળતી ઝંખના:
વહાલા! લાગે આ જીવન ઝેર!—

કડકડ ધ્રૂજતી ગઈ સંક્રાંતિ ને ભડભડતી હોળીની ઝાળ;
ધગતા વાયુમાં ધીકી વૈશાખે, જેઠના જોયા જુવાળ:
વહાલા! આવોની હવે ઘેર! ૧

સરસર કરતો શ્રાવણ સરકયો ને ભાદર વરસે ભોમ;
ચમચમ ચમકે વીજળી, મારાં ઊઠે રોમેરોમ!
વહાલા! આવોની હવે ઘેર! ૨

એક અંધારી ઓરડી ને બીજી અંધારી રાત;
ત્રીજી અંધારી વિજોગિની, એની ધ્રૂજે એકલડી જાત!
વહાલા! આવોની હવે ઘેર! ૩

આવનજાવન કહી ગયા ને દઈ ગયા કોલ અનેક;
માસ વીત્યા ને વર્ષ વળ્યું, થયા કેમ નમેરા છેક?
વહાલા! આવોની હવે ઘેર! ૪

*એક જૂના રાજસ્થાની ગીત ઉપરથી ઉધ્ધૃત.

વાવડી હોય તો ઢાંકું, હો વહાલા! ઢાંકવો સમદર ક્યાંય?
હૈયું મારું હેલે ચઢ્યું, મારું જોબન ઢાંક્યું ન જાય!
વહાલા! આવોની હવે ઘેર! ૫

કાગળ હોય તો વાંચું વિગતે, વાંચું હું કર્મને કેમ?
લેખ લખાયા વિજોગના, તેને કોણ ઉકેલે એમ?
વહાલા! આવોની હવે ઘેર! ૬

સૂના આ મારા ઓરડા, ને સૂના હિંડોળા ખાટ;
એક દિશા ઠરી આંખડી મારી મીટ ગૂંથે એક વાટ:
વહાલા! આવોની હવે ઘેર! ૭

તારા ગણી ગણી રાતડી કાઢું, વાંચું વ્યોમે દિનલેખ:
દિન ગણતાં મારી ગઈ રે ઘસાઈ અંગુલિઓની રેખ!
વહાલા! આવોની હવે ઘેર! ૮

વૃક્ષ વિહોણી વેલડી ને નાથ વિહોણી નાર,
ભાગ્ય વિહોણા ભોગ શા? એ તો એળે ગયા અવતાર!
વહાલા! આવોની હવે ઘેર! ૯

રજનીમાં વેર્યા તારલા, મારી સેજે વેર્યાં ફૂલ:
વહાલમ! વહેલેરા આવજો! મારું જીવન ડોલે ડૂલ!
વહાલા! આવોની હવે ઘેર! ૧૦

## સુખનાં સંભારણાં

• પાલવડો મારો મેલો, મોહનજી •

સુખનાં સંભારણાં સળકે, સાહેલડી!
　　અંતરની આંખ મારાં આંસુ ધુએ;
મનના મહેરામણ છલકે, સાહેલડી!
　　અંધી ચોમાસાની લીલું જુએ!—
　　　　સુખનાં સંભારણાં૦ ૧

ચંદનીની પાંદડીઓ પડતી સરોવરે,
　　પાણીડાં પળપળી ઝળતાં હસે;
આજે અમાસની રાતે, સાહેલડી!
　　હૈયાનું સરોવર શેણે લસે?
　　　　સુખનાં સંભારણાં૦ ૨

સંધ્યાનાં કુસુમલ કિરણે સોહાગણી
　　ઊઘડે ચંબેલીની કળીએ કળી;
મારે તો સંધ્યાનાં સોણાં, સાહેલડી!
　　દિલની કળીઓ મારી ઝૂમે ઢળી!
　　　　સુખનાં સંભારણાં૦ ૩

અંધારી રજનીનાં નયનોના મોરલા
નાચી નાચી રસજ્યોતિ ઝરે;
મારી આ રાત બની ઘેરી, સાહેલડી!
કોનાં નયન મારું હૈડું ભરે?
સુખનાં સંભારણાં૦ ૪

દુખિયાંને દુઃખના દહાડા વિતાડવા
સુખિયાંને સુખનાં સોણાં વહે;
જોવું જોવું ને આંખો લો'વું, સાહેલડી!
મનમાંની વાત બધી મનમાં રહે.
સુખનાં સંભારણાં૦ ૫

સુખદુઃખના વાયરા ફૂંકે સંસારમાં,
હૈયાની જ્યોત ત્યાં રહે ક્યાં લગ ટકી?
સુખને સંભારણે જીવવું, સાહેલડી!
આશાના બોલ કોણ બોલે નકી?
સુખનાં સંભારણાં સળકે, સાહેલડી! ૬

## ભાગ્યના પાર

• કહાને ખીલેથી વાછડુ છોડિયાં રે •

મેં તો લીધો રે દીવડો હાથમાં રે,
હું તો ચાલી ત્યાં વનની માંય રે;
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે.
મેં તો જાણ્યાં'તાં ઝૂલતાં ઝાડવાં રે,
મેં તો જાણી'તી શીળી છાંય રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે. ૧

મેં તો કલ્પ્યાં'તાં મધુરાં પંખીડાં રે,
મેં તો કલ્પ્યાં'તાં નવરંગ ફૂલ રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે.
મેં તો ધાર્યાં'તાં સરવર શોભીતાં રે,
મેં તો ધાર્યાં'તાં અમૃત અતૂલ રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે. ૨

હું તો જોતી'તી પારસ પીપળા રે,
હું તો જોતી'તી નાગરવેલ રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે.
હું તો ગણુતી'તી દેવની દેરડી રે,
હું તો ગણુતી'તી પરીના મહેલ રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે. ૩

મેં તો સંકોર્યો દીવડો હાથમાં રે,
મેં તો આંખો ટંપાવી બહુ વાર રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે.
આવે સૂસવતા વનના વાયરા રે,
રાખું દીવો હું માંડમાંડ ત્યાર રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે. ૪

હું તો શોધી શોધીને થાકી જોઈતું રે,
મેં તો દીઠી ન કોઈ રંગરેલ રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે.
નહીં દીઠા ત્યાં વનના મોરલા રે,
નહીં દીઠી ઢળકતી ઢેલ રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે. ૫

મારાં ફૂલ્યાં છે સોનલ સોણલાં રે,
મારી આંખો ને દીવડો એ જ રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે.
આ તો વીજે ગોરંભતો મેહુલો રે,
આ તો આછાં અંધારાનાં તેજ રે:
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે. ૬

કોણે દીઠાં છે કાળનાં કોતરો રે?
કોણે દીઠા છે ભાગ્યના પાર રે?
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે:
મીંચી આંખે જોવું ને રોવું ખોલીને રે,
સખી! એવા છે આ સંસાર રે:
ભાગ્ય તો આ આગળ ચાલતાં રે! ૭

## પ્રારબ્ધ

• તને રાજા બોલાવે રંગ ભીલડી •

ભર્યાં ભર્યાં સરોવર હીલકે,
તોય ગાય તરસીડી જાય, રે મારા વહાલમા!
એને કાંઠે પડ્યા છે કાંટલા,
ત્યાં તે પગલાં કેમ મુકાય? રે મારા વહાલમા!
ભર્યાં ભર્યાં સરોવર હીલકે. ૧

ઝાલે ઝુમ્મર તરણાં ઝૂલતાં,
તોય હરણાં ભૂખ્યાં જાય, રે મારા વહાલમા!
એની વાટે વિચર્યો કેસરી,
ત્યાં તે મુખડાં કેમ મંડાય? રે મારા વહાલમા!
ભર્યાં ભર્યાં સરોવર હીલકે. ૨

ભરી છાબ સોનેરી ફૂલડે,
તોય માલણ ઠાલી જાય, રે મારા વહાલમા!
એને વિષધર વીંટી છે પડ્યો,
તેમાં હાથ જ ક્યમ નંખાય? રે મારા વહાલમા!
ભર્યાં ભર્યાં સરોવર હીલકે. ૩

રૂપે ગુણે છે રસિયો રાજતો,
તોય રસિયણ રડતી જાય, રે મારા વહાલમા!
આડાં પડ્યાં પ્રારબ્ધ કંઇ જન્મનાં,
તેનાં કોટડાં કેમ વીંધાય? રે મારા વહાલમા!
ભર્યાં ભર્યાં સરોવર હીલકે. ૪

નેહે નયણાં રસરસ નીતરે,
તોય જુગજુગ સૂના જાય, રે મારા વહાલમા!
એની આશાનું પિંજર તૂટતું,
એનો આત્મા ઊડું ઊડુ થાય, રે મારા વહાલમા!
ભર્યાં ભર્યાં સરોવર હીલકે. ૫

# શું બોલું?

• ક્યા માગું રે મૈં ક્યા માગું •

શું બોલું, મૈયા! શું બોલું?
મારો કંઠ આ રૂંધાય, મૈયા! શું બોલું?—

સાતે સાગર તરીને આવ્યો જે જોદ્ધો,
કાંઠે ડૂબે તે અહીંયાં શું બોલું?
મારો કંઠ આ રૂંધાય, મૈયા! શું બોલું? ૧

ઇંદ્રધનુષ્ય પાંખો ખોલે ન ખોલે,
ઊડે સૌંદર્ય તહીં, હા! શું બોલું?
મારો કંઠ આ રૂંધાય, મૈયા! શું બોલું? ૨

સંધ્યાની કીકી જરા પલકે ન પલકે,
મીંચે અંધાર જઈ આ, શું બોલું?
મારો કંઠ આ રૂંધાય, મૈયા! શું બોલું? ૩

તાપે તૃષાતુર આવી હંસી તળાવે,
નીર રહ્યાં ત્યાં નહીં, હા! શું બોલું?
મારો કંઠ આ રૂંધાય, મૈયા! શું બોલું? ૪

જુગતી પંખીની જોડી બેઠી જઈ ડાળે,
તૂટી ડાળી તે ગઈ, હા! શું બોલું?
    મારો કંઠ આ રૂંધાય, મૈયા! શું બોલું? ૫

ભડકે ઉગાડ્યાં ફૂલો, ફૂલમાં છે તણુખા;
શોધું સુગંધ કહીં આ, શું બોલું?
    મારો કંઠ આ રૂંધાય, મૈયા! શું બોલું? ૬

સૌંદર્ય ને આશાના પલકા છે અધૂરા:
જીવનના રંગ કંઇ આ: શું બોલું?
    મારો કંઠ આ રૂંધાય, મૈયા! શું બોલું? ૭

## મોતીના છોડ

• પાલવડો મારો મેલો, મોહનજી! •

મારી તે વાડીમાં વાવ્યાં મેં મોતીડાં,
 જમુનાને તીરથી આણી જ્યોતિ રે લોલ;
સીંચ્યાં મેં રોજ તેને અમૃતની ધારથી,
 મોંઘાં લાખેણાં મારાં મોતી રે લોલ!—મારી૦ ૧

ઊગ્યા ત્યાં છોડ ને લાગ્યાં ત્યાં મોતીડાં,
 લૂંબડે ને ઝૂંબડે ઝૂલે રે લોલ;
આવે ને ઝૂમે લીલાં પીળાં પતંગિયાં,
 જ્યોતિને ઝબકે મન ડૂલે રે લોલ!—મારી૦ ૨

લાગી ત્યાં મોતીડાંની લૂમો લલચાવતી,
 આવ્યું કો પંખીડું પ્રવાસી રે લોલ:
મોતીડાં વેડી ઊડ્યું આભે અદીઠ કહીં,
 એ રે શી કર્મ કેરી હાંસી રે લોલ?—મારી૦ ૩

સૂની છે વાડી ને અડવો છે છોડવો,
 ગોતી થાકી હું મારાં મોતી રે લોલ:
જ્યોતિ જડે ન ફરી જમુનાને તીર કો,
 આંસુડે છોડ રહું ધોતી રે લોલ!—મારી૦ ૪

## બાળશો ના

• ક્યા માગું રે મૈં ક્યા માગું •

બાળશો ના, કોઈ બાળશો ના,
જગતઝાળમાં બળ્યાંને વધુ બાળશો ના!—

ઊંડા જ્વાળામુખી કંઇ પડ્યા છે જૂના,
ઊના ઊના કરી ઉકાળશો ના:
જગતઝાળમાં બળ્યાંને વધુ બાળશો ના! ૧

તપી તપી ઉચાટે આવ્યાં જળઘાટે,
વાટે વાટે ફરી ઉછાળશો ના:
જગતઝાળમાં બળ્યાંને વધુ બાળશો ના! ૨

દિલમાંના દૈત્યો જે સૂતા દિલ ફોલી,
ખોળી ખોળી તેને પંપાળશો ના:
જગતઝાળમાં બળ્યાંને વધુ બાળશો ના! ૩

દુઃખના તે પહાડમાંથી ગંગા ઉતારી,
વારી વારીને પાછી વાળશો ના:
જગતઝાળમાં બળ્યાંને વધુ બાળશો ના! ૪

જ્યોતિ જ્યોતિમાં બાળી કુંદનની કાયા,
માયા માયા કહી આડું ભાળશો ના :
જગતઝાળમાં બળ્યાંને વધુ બાળશો ના ! ૫

ભૂત ભિડાયાં પાછળ, ઊઘડે મહાભાવિ,
આવી આવી તે શમણાં ખાળશો ના :
જગતઝાળમાં બળ્યાંને વધુ બાળશો ના ! ૬

ભસ્મે ઢાંક્યા અંગારા જીવનના મૂકી,
ફૂંકી ફૂંકી તેને પ્રજાળશો ના :
જગતઝાળમાં બળ્યાંને વધુ બાળશો ના ! ૭

## દુઃખની દેવી

• પ્રગટ્યા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ •

આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ!
આંસુડે ઝરે અમોલા ઓઘ જો :
  આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ!
આંસુડાંમાં વિશ્વના વિલાસ છે રે લોલ;
આંસુડાંમાં જોગીઓના જોગ જો :
  આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ! ૧

દુઃખની દેવી હું જગતમાવડી રે લોલ,
દુઃખનાં પીયૂષ પાઉં રોજ જો :
  આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ!
શિરે વરસાવું ઊંડી વાદળી રે લોલ,
નીરના ભરું નયને હોજ જો :
  આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ! ૨

અંધકારે લીંપ્યું મારું આંગણું રે લોલ,
માંહીં પધરાવ્યા ગુરુદેવ જો:
આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ!
ટમકે છે દિવ્ય ઊંડા તારલા રે લોલ;
દુનિયાને દીનતાની ટેવ જો:
આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ! ૩

પૃથ્વીમાં પ્રકાશની ઝડી ઝરે રે લોલ,
ઝીલે તેને મોંઘી દુઃખથાળ જો:
આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ!
થાળે થાળે ધ્રૂજે પ્રાણપાંદડી રે લોલ,
ફૂટે તેમાં ફૂલડાંના ફાલ જો:
આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ! ૪

પુણ્યકેરા પાટ મારા પંથમાં રે લોલ,
વીર કો કરે ત્યાં વિષપાન જો:
આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ!
વહાલાં! વિરાજો વદનહાસ્યથી રે લોલ,
દુઃખડાં તો દેવકેરાં દાન જો!
આંસુડાં ભરોની મારાં બાલુડાં રે લોલ! ૫

## આંસુનાં પૂર

• પ્યારાને પારણે સોનાનાં મોર •

હૈયાને કાંઠડે આંસુનાં પૂર :
આંસુનાં પૂર, પરમ નયનાંનાં નૂર :
હૈયાને કાંઠડે આંસુનાં પૂર.—

માગ્યાં ન મુખે, નહીં નયને બોલાવ્યાં,
અણધાર્યાં આવી ઊભે હાજરહજૂર :
હૈયાને કાંઠડે આંસુનાં પૂર. ૧

વસતાં વેરાન જ્યાં રેતીનાં રણશાં,
એક જ કો સ્મરણે એ રેલતાં જરૂર :
હૈયાને કાંઠડે આંસુનાં પૂર. ૨

આભ જ્યાં તપે ને ભવ આખો તપાવે,
ઊછળી આવી તાપ કરતાં એ દૂર :
હૈયાને કાંઠડે આંસુનાં પૂર. ૩

ડુંગરના ભાર આવી અંતર દબાવે,
પાળોને તોડી ખાલી કરતાં એ ઉર :
હૈયાને કાંઠડે આંસુનાં પૂર. ૪

આનંદ કે શોકનાં ફાટે સરોવરો,
કહેશો ન કોઈ ત્યારે, કરજો સબૂર!
હૈયાને કાંઠડે આંસુનાં પૂર. ૫

ઊડે જ્યાં તણખા ત્યાં ઊડે અમીકણો,
આંસુને ઝીલશે કો હૈયાનાં શૂર;
હૈયાને કાંઠડે આંસુનાં પૂર. ૬

આત્મા ભીંજાવજો એ પૂરમાં બહાદુર હો!
પુણ્યોનાં પૂર, એ તો જન્મોનાં નૂર:
હૈયાને કાંઠડે આંસુનાં પૂર. ૭

## વહાલીડાં! કેમ કરીએ?

• રોકયો પનઘટ રસિયા રાજ હો, પાણીડાં કેમ ભરીએ? •

ખાળો ખાળો ને આંસુડાં ઊભરે,
વહાલીડાં! કેમ કરીએ?
એ તો અચૂક હૈયાની રીત:
વહાલીડાં! કેમ કરીએ?
મોજાં આવે આવે ને આથડે,
વહાલીડાં! કેમ કરીએ?
એવી ઉરની પુરાતન પ્રીત:
વહાલીડાં! કેમ કરીએ? ૧

જગે ઊગે તે તો સૌ આથમે,
વહાલીડાં! કેમ કરીએ?
એ છે ઉદય ને અસ્તના ખેલ:
વહાલીડાં! કેમ કરીએ?
ઉષા સંધ્યાના રંગ ઘડીવારના,
વહાલીડાં! કેમ કરીએ?
જેવા જેના નસીબના મેળ:
વહાલીડાં! કેમ કરીએ? ૨

ઘેરું ઊભું છે આભ જગ ઘેરીને,
વહાલીડાં! કેમ કરીએ?
બાંધ્યા દિશા દિશાના દોર:
વહાલીડાં! કેમ કરીએ?
વેરે ધગધગતી આગ કે મેહુલા,
વહાલીડાં! કેમ કરીએ?
નિભે ક્યાં લગ માનવનું જોર?
વહાલીડાં! કેમ કરીએ? ૩

તપે તાપ બધા તો સામટા;
વહાલીડાં! કેમ કરીએ?
કદી વરસે તો પ્રલયે તણાય:
વહાલીડાં! કેમ કરીએ?
મૂગે મુખે જોવું ને સાંખવું,
વહાલીડાં! કેમ કરીએ?
જેના જડે ન કોઈ ઉપાય:
વહાલીડાં! કેમ કરીએ? ૪

ઢાંકો ઢાંકો તોય અંતર ઊભરે,
વહાલીડાં! કેમ કરીએ?
એવી હૈયાની હઠીલી રીત:
વહાલીડાં! કેમ કરીએ?
સ્મરણુ આવે આવે ને આથડે,
વહાલીડાં! કેમ કરીએ?
ક્યાં છે અદલ જીવનની જીત?
વહાલીડાં! કેમ કરીએ? ૫

## ઊડવાં આઘાં આઘાં રે

• આશાભર્યાં તે અમે આવિયાં •

આઘાં આઘાં તે ઊડે આભલાં,
ને આઘાં આઘાં ઘૂમે આકાશ રે:
ઊડવાં આઘાં આઘાં રે!
આઘી ઊડે ઝીણી આંખડી,
ને આઘી આઘી અંતરની આશ રે!
ઊડવાં આઘાં આઘાં રે. ૧

આઘા આઘા હૂલે તારલા,
ને આઘાં ઝૂલે નક્ષત્રનાં ઝુંડ રે:
ઊડવાં આઘાં આઘાં રે;
હૈયાની રાખ ઊડે ચોગમે,
તેમાં પડવાં શાં કર્મને કુંડ રે!
ઊડવાં આઘાં આઘાં રે. ૨

આઘા સૂરજ, આઘા ચંદ્રમા,
ને આઘા સંધ્યા ઉષાના રંગ રે:
ઊડવાં આઘાં આઘાં રે;
સોને મઢ્યાં મોંઘાં સોણુલાં,
પણ પડ્યાં છે ભાગ્ય તો અપંગ રે!
ઊડવાં આઘાં આઘાં રે. ૩

આઘા આઘા ઊડે મેહુલા,
ને કંઇ આઘી આઘી ઊડે વીજ રે:
ઊડવાં આઘાં આઘાં રે;
પડતાં ખડતાં દિલ ડોલતાં,
ક્યાંથી આવે તે પ્રાણને પતીજ રે?
ઊડવાં આઘાં આઘાં રે. ૪

આઘાં વિહંગ ઊડે વ્યોમમાં,
ને આઘી આઘી સરે ત્યાં દિગંત રે:
ઊડવાં આઘાં આઘાં રે;
સુખના પતંગ દૂર ઊડતા,
એના આવે ક્યાં હાથમાં તંત રે?
ઊડવાં આઘાં આઘાં રે. ૫

આઘા તે ગિરિવર ગઢ દિસે,
ને આઘા આઘા દિશાના દોર રે:
ઊડવાં આઘાં આઘાં રે;
ફૂટે જ્યાં પાંખ જરી આત્મને,
ત્યાં તો તૂટે કૈં કાળજાની કોર રે;
ઊડવાં આઘાં આઘાં રે. ૬

આઘા ફિરસ્તા ને દેવતા,
ને આઘા આઘા પ્રભુજીના મહોલ રે:
ઊડવાં આઘાં આઘાં રે;
પડ્યો જે પ્રાણ દેહપિંજરે,
તેનો આઘે સુણે કોણ બોલ રે?
ઊડવાં આઘાં આઘાં રે. ૭

આઘા આવાસ આશાતણા,
ને આઘાં આઘાં છે પ્રાણનાં પ્રયાણ રે:
ઊડવાં આઘાં આઘાં રે;
આઘેરો આત્મ ઉડાવતાં,
વહાલાં! લાધશે સ્નેહ કલ્યાણ રે!
ઊડવાં આઘાં આઘાં રે. ૮

## ઉષાવિલોપન

• ગરબી–રાગ દેશ–તાલ લાવણી •

ધીમે ધીમે સરકતી સરતી ચાલી ઉષા :
ચાલી ઉષા, એ લાલ–ખ્યાલી ઉષા :
ધીમે ધીમે સરકતી૦—

ક્યાં છે તે કંકણોની લાલી ગુમાની ?
ક્યાં ગઈ તે જ્યોતિ ભરતી જાદુઈ જુવાની ?
કોણે આ દેવઝાડીમાં ઝાલી ઉષા ?
ધીમે ધીમે સરકતી સરતી ચાલી ઉષા. ૧

કોણે આ તેજકાઠે એને ડરાવી ?
કોણે અરુણી એની મૃગલી મરાવી ?
સૂતા કો સિંહે બીધી ખાલી ઉષા :
ધીમે ધીમે સરકતી સરતી ચાલી ઉષા. ૨

એવાં કો ક્રૂર હોશે જગમાં દિવાનાં ?
જોવા સૌંદર્ય ચીરે સૌંદર્યપાનાં ?
એવે જગ ઝાઝી ક્યમ રહે મહાલી ઉષા ?
ધીમે ધીમે સરકતી સરતી ચાલી ઉષા :
જોતાં જોતાં સરકતી સરતી ચાલી ઉષા. ૩

## નવચેતન

• ભાભી, તારાં નયનાંમાં જોગી રમે રે •

જોગી! તારાં નયનાંમાં સપનાં સરે રે,
સપનાં સરે ને મન તપના કરે રે. ૧

આભ ભરે રંગે ને રંગે રમે રે,
રંગે રમે ને પાછો ભૂલમાં ભમે રે. ૨

ઢોળી પ્રભાત આભતીરે હસે રે,
તીરે હસે ને તિમિરનીરે વસે રે. ૩

સંધ્યામાં બાંધવા મઢૂલી મચે રે,
એક કોર ઊંચકે ત્યાં બીજી લચે રે! ૪

ગહન ગાન રજનીનાં સુણવા ગમે રે,
તમરાંના પડઘામાં નાદ તો શમે રે. ૫

ઝીણા ઝીણા તારાનાં વેણો કળે રે,
હૈયાના ભેદ નવ આભે મળે રે. ૬

ચૂંટી ગુલાબ જુએ કાંટા પૂંઠે રે,
ઢોળી દે અમૃત ત્યાં જ્વાળા ઊઠે રે. ૭

શીતળતા આભમાં ને ધરણી ધગે રે,
ખસતી દિગંત સદા લોચન ઠગે રે. ૮

જોગી! જોની આભ થકી હૈયું વધે રે,
શુદ્ધ એક લોચનથી જ્યોતિ બધે રે. ૯

જોગી! તારાં નયનાંમાં સ્વર્ગો ફૂટે રે,
સ્વર્ગો ફૂટે ને તારાં સપનાં છૂટે રે. ૧૦

જોગી! તારાં નયનાંને જીવન જડે રે,
જીવન ફળે એ નવચેતન વડે રે! ૧૧

જોગી! નવચેતન એ ક્ષણુક્ષણુ સ્રવે રે,
જીવન આ તારું પછી ધનધન ભવે રે. ૧૨

## આવજો, જોગીડા!

• ઢીંચ : પાલવડો મારો મેલો, મોહનજી •

ડુંગરે ડુંગરે દેવોની દેરડી,
સીમડે સીમડે દેવોની વાટ;
વગડે વગડે દેવોના ડાયરા,
નદીએ નદીએ દેવોના ઘાટ :
આવજો, જોગીડા! ૧

લૂમખે ઝૂમખે લહેરે છે આંબલા,
લૂંબડે ઝૂંબડે ઝૂલે છે મોર;
ટહુકી ટહુકી કોયલ હલકારતી,
આભને આંગણે છાયા બપોર :
આવજો, જોગીડા! ૨

ઢૂંઢતાં ઢૂંઢતાં વિલાતી આંખડી,
હીંડતાં હીંડતાં વધતી દિગંત;
આભલે આભલે ઝબૂકતી વીજળી :
આભલે ઊડતાં આવે ક્યાં અંત?
આવજો, જોગીડા! ૩

ડુંગરે ડુંગરે ખાડા ને ટીંબલા,
સીમડે સીમડે બળતી મસાણ;
વગડે વગડે ધગધગતા વાયરા :
આવજો, જોગીડા ! દઈએ એંધાણ :
આવજો, જોગીડા ! ૪

પગલે પગલે દેવોની વાટડી,
નયને નયને દેવોનાં હાસ,
આતમે આતમે દેવોના ગોખલા,
હૈડે હૈડે દેવોના વાસ !
આવજો, જોગીડા ! ૫

# ત્રિકાલ

• ગરબી* •

મીઠી મીઠી બોલે, વસંત ઉર લોલે,
હો ઝૂમે આશાના મોર;
રાતું રાતું ખીલે, પ્રભાત રંગ ઝીલે,
તે લાગે ઝાંખા ને ઘોર:
રંગ હોઠે વસે રે લોલ! ૧

કોયલ ડાળે ડાળે ટહૂકી રહે ઊનાળે,
હો નાચે પ્રીતિના મોર:
તપી તપી તાપે બપોર તેજ વ્યાપે,
તેમ ચળકે આંખડલી ચોર:
પ્રભા મુખડે હસે રે લોલ! ૨

પાન ખરે ઝૂકે, હેમંત વાયુ ફૂંકે,
હો ફૂટે સ્મૃતિના અંકોર:
ભૂરી ભૂરી સાંઝે સરોજ દિલ દાઝે,
ત્યાં પડઘા પાડે ઉરશોર:
દિશા ડૂબતી દિસે રે લોલ! ૩

*આ ગરબી નવી રચી છે.

## આજની વાત

• ઊભા રહો તો કહું વાતડી, બિહારીલાલ •

૧

વહી ગઈ તે સહુ વાતડી, વિસારો આજ !
ઘેરી અંધારી ગઈ રાતડી, વિસારો આજ !

વાયા ઊના વંટોળિયા, વિસારો આજ !
ધગધગતા રસ ઉર ઢોળિયા, વિસારો આજ !

ગગને કાળા ઘન ઘેરતા, વિસારો આજ !
હૈયે ભયાનલ વેરતા, વિસારો આજ !

લાગ્યા તે ડંખ કૈં ઝેરીલા, વિસારો આજ !
ભૂંડા પાપી ને સૌ વેરીલા, વિસારો આજ !

ખારે દરિયે એ વહી ગયાં, વિસારો આજ !
કોણ એ ફોગટ સહી રહ્યાં ? વિસારો આજ !

૨

વહાલાં! ઉઘાડો રસઆંખડી, સંભારો આજ!
આભે ઉઘાડી તેજપાંખડી, સંભારો આજ!

ભાગ્યા અંધાર આભકાંઠડે, સંભારો આજ!
માગ્યા પ્રકાશ ઉર સાંપડે, સંભારો આજ!

ખીલ્યાં છે પુર વન વાડીઓ, સંભારો આજ!
ફૂલે ફૂલે લચે ઝાડીઓ, સંભારો આજ!

અધૂરાં હતાં તે પૂર્ણ પામશે, સંભારો આજ!
આનંદ ને સ્નેહ બધે જામશે, સંભારો આજ!

આંગણુ વેરાય નવજ્યોતિ આ, સંભારો આજ!
લ્યો, લ્યો, અદલ ઝટ ગોતી હા, સંભારો આજ!

## વનના પરોણા

• ભીંજે મારી ચુંદડલી •

આભઝરૂખેથી ઊતર્યા છે પાગ,
હૈયે શાં સમાવો, વહાલાં!
મારા સૂરજને સંધ્યાના સોહાગ
સ્નેહે શાં સજાવો, વહાલાં!—

છોડ્યાં શિખર આજે આયુષ્યગિરિનાં,
છોડી કિરણની જ્વાળા રે;
શોધ્યું સંધ્યાની શીળી શાંતિનાં સોણલાં,
રેલાયા ત્યાં શા રંગથાળા!
હો! હૈયે શાં સમાવો, વહાલાં! ૧

મહેલ ને મેડીએ ધોમ ધખ્યા ને
તપ્યાં જોબન રસઘાટે રે;
આજે તો વનનાં આવ્યાં વિલોકન ત્યાં
છાંટો શાં અમી વનવાટે!
હો! હયે શાં સમાવો, વહાલાં! ૨

વનમાંના વડલા ને વનમાંના જોગી,
વનના વિરાટ પડછાયા રે;
પુરના પરોણા જેવા વનના યે પરોણા:
અદલ અચલ રસરાયા!
હો! હૈયે શાં સમાવો, વહાલાં! ૩

સૂર્ય દિગંતચરણે શીશ ઝુકાવે,
એવું ઝુકાવું ઉર મારું રે:
ચરણે પડ્યું એ હૈડું હૈડે સમાવજો—
રોજ ને રોજ રહે સવારું!
હો! હૈયે શાં સમાવો, વહાલાં! ૪

મારા સૂરજને સંધ્યાના સોહાગ
સ્નેહે શા સજાવો, વહાલાં!
આભઝરૂખેથી ઊતર્યાં છે પાગ,
હૈયે શાં સમાવો, વહાલાં!

## વંદન

• વનમાં બોલે ઝીણા મોર •

આવ્યાં આવ્યાં આમંત્રણ મનભરિયાં,
　　　　કે મહેમાન આવજો રે લોલ;
મોરી મોંઘી પુણ્યોની પાંખડીઓ આજે,
　　　　ત્યાં મીટડી મંડાવજો રે લોલ:
દૂર દૂર વસે અમાસનો ચંદો,
　　　　અંધારે એને ખેલવાં રે લોલ;
એ પર આજે, મોંઘાં મુજ યજમાન!
　　　　અમૃત શાં રેલવાં રે લોલ? ૧

ઘેરી ઘેરી જેના જીવનની ઝાડી
　　　　ચિરાતી ગૂઢ વીજથી રે લોલ;
ઊંડાં ઊંડાં આંસુની અણદીઠી ધારે
　　　　કે આંખ જેની સીઝતી રે લોલ;
એવા જૂના તપસીનાં તાપભર્યાં હૈયાં
　　　　શાં ફૂલડે હીંચોળવાં રે લોલ?
આજે એને હૈયે, વહાલાં યજમાન!
　　　　અમૃત શાં ઢોળવાં રે લોલ? ૨

આછાં આછાં અધૂરાં ગીત કંઇ ગાયાં,
ને ઊડ્યાં ઊંચે આભલે રે લોલ;
સંધ્યાઉરે સરતી દૂર પંખીડાંની પાંખો,
કો વિરલાં સાંભળે રે લોલ;
આપ્યા કે ન આપ્યા એ આત્મના સંદેશા,
કે સોણુલાં સંકેલવાં રે લોલ:
ક્યાંથી એવાં ભાગ્યે, મુજ યજમાન!
અમૃત સદા રેલવાં રે લોલ! ૩

નથી નથી રાજસુહાગ રતનિયાં,
કે મઢું તમ પાવલે રે લોલ;
નથી નથી મોહનનૂર મોતીડાં,
ઉડાવું તમ રાવલે રે લોલ:
એક મારા દિલનાં ફૂલડાં વેરું,
નમન કરું નેહનાં રે લોલ;
સ્વીકારો, મારાં મોંઘેરાં યજમાન!
વંદન આત્મદેહનાં રે લોલ! ૪

# ભરતીનાં નીર

• રોક્યો પનઘટ રસિયા રાજ હો, પાણીડાં કેમ ભરીએ? •

આજે આવ્યાં શાં ભરતીનાં નીર હો,
વહાલીડાં, દિલદરિયે?
એની ઊડે શી છાકમછોળ,
વહાલીડાં, દિલદરિયે!
ઝીણી ઝીણી લહર જ્યાં લહેરતી,
વહાલીડાં, દિલદરિયે,
ક્યાંથી આવ્યા ત્યાં ભરવંટોળ,
વહાલીડાં, દિલદરિયે? ૧

ચંદ્ર ઊગે ઊગે ને આથમે,
વહાલીડાં, દિલદરિયે;
એને વચ્ચે વાદળની વાડ,
વહાલીડાં, દિલદરિયે;
એવાં આવ્યાં શાં અમી અજવાળિયાં,
વહાલીડાં, દિલદરિયે,
આજે ઊપડે આ ઊર્મિના પહાડ,
વહાલીડાં, દિલદરિયે? ૨

પામ્યો સેવાનાં ભાગ્ય અધૂરકાં,
વહાલીડાં, દિલદરિયે ;
એને ઊંડા અબોલ વિધિડંખ,
વહાલીડાં, દિલદરિયે ;
આજે તોય ઉછાળો શાં છાંટણાં,
વહાલીડાં, દિલદરિયે,
વીચિ વીચિ ઝુલાવી એના અંક,
વહાલીડાં, દિલદરિયે ? ૩

મીઠા મધુરસ અરપું આત્મના,
વહાલીડાં, દિલદરિયે :
વધું ઘટું, તોય સિંધુનો ચંદ,
વહાલીડાં, દિલદરિયે ;
ભરું ભરું ને કુંભ મુજ ઠાલવું,
વહાલીડાં, દિલદરિયે :
એ જ અદલ જીવનઆનંદ,
વહાલીડાં, દિલદરિયે ! ૪

## વિસર્જન

• પ્રેમની, પ્રેમની, પ્રેમની રે •

આવજો, આવજો, આવજો રે,
　　વહાલાં! પાછાં વહેલેરાં આવજો!
લાવજો, લાવજો, લાવજો રે,
　　નવી રજનીના રાસ નવા લાવજો!—

ઝબકી ઝબકી પડ્યા ઝાંખા આ દીવડા:
માજીને દીવડે સમાવજો રે!
　　વહાલાં! પાછાં વહેલેરાં આવજો! ૧

માજીના રાસમાં ઝીલે છે સૃષ્ટિઓ:
ઝીલ્યો એ રસ તે ઝિલાવજો રે!
　　વહાલાં! પાછાં વહેલેરાં આવજો! ૨

વ્યોમે છે દીવડા, ભોમે છે દીવડા:
દીવડા હૈયે ઝળકાવજો રે!
　　વહાલાં! પાછાં વહેલેરાં આવજો! ૩

તાળીએ તાળી પુરાવી સૌ સાથે :
તાળીના બંધ એ બઢાવજો રે !
વહાલાં ! પાછાં વહેલેરાં આવજો ! ૪

નવનવ રાતની માણી મહેમાની :
જીવનભર જોખ એ ટકાવજો રે !
વહાલાં ! પાછાં વહેલેરાં આવજો ! ૫

આવો ને જાઓ છે જીવનના જોગ સૌ :
માજીનો રાસ જ ગજાવજો રે !
વહાલાં ! પાછાં વહેલેરાં આવજો ! ૬

સમાપ્ત

# સૂચિ

(પ્રથમ પંક્તિઓની)

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૩ | સા | સૌ |
| ૭ | ૧૭ | મમ | મર્મ |
| ૧૭ | ૧૪ | રે લહાવ | રે કે લહાવ |
| ૨૧ | ૨ | ભર્યા | ભર્યાં |
| ૪૮ | ૮ | શ | શેં |
| ૫૫ | ૧૦ | સૌ રમવા | રમવા સૌ |
| ૯૬ | ૧૩ | તાર | તાલ |
| ૧૦૩ | ૧૧ | નિમળ | નિર્મળ |
| ૧૦૭ | મથાળું | વર્ષના | વર્ષનાં |
| ૧૪૨ | ૧ | સિધુ | સિંધુ |
| ૧૫૬ | ૯ | મ | મેં |
| ૧૭૦ | ૩ | હયે | હૈયે |
| ૧૯૩ | ૫ | ઝીલે | ખીલે |
| ૨૪૯ | ૯ | ઊડુ | ઊડું |

"વર્તમાન સમયમાં ગુજરાતમાં રાસ ગરબી આદિ સંગીતપ્રધાન કાવ્યો બહુ લોકપ્રિય થઈ પડ્યાં છે. × × આ જાતનાં કાવ્યોમાં વસ્તુ અર્થ અને ભાવ કરતાં પણ શબ્દ અને સંગીતની મીઠાશ વધારે અગત્યનો ભાગ લે છે; અને એ કસોટીએ તપાસતાં, સ્વિનબર્નનાં કાવ્યોને માટે મિ. ડ્રિંકવૉટરના શબ્દો ખબરદારના રાસને બહુ યોગ્યતાથી લાગુ પડે એમ દેખાય છે:
"It will be seen that even in these instances the poet does not lack either variety of measure or variety of language. In both these he is prodigal of change. But measure and language do not alone contribute the visible pleasure of poetry. There is a spirit in expression which is a thing distinct from the thing expressed. Language in its working has an independent life of its own, and it is by the strict adjustment of this life to the life of the poet's thought and vision that he achieves the perfect proportion of his art."

**—શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવ:** વસંત, કાર્તિક, સંવત ૧૯૮૮



"કવિ ખબરદારે સ્ત્રીહૃદયને બરાબર પારખ્યું છે, અને સ્ત્રીશક્તિનું માપ પણ ઠીક લીધું છે. × × તત્ત્વજ્ઞાન જેવા ગહન વિચારો પણ સરળ અને હૃદયંગમ ભાષામાં એમણે ઉતાર્યા છે. × × સાદી ભાષા અને પરિચિત ઢાળને લીધે અશિક્ષિત ગ્રામ્ય ગુજરાતણો પણ એને સહેલાઈથી કંઠસ્થ કરી લલકારી શકે એવી એમાં મધુરપ છે. લોકહૃદયમાં પ્રવેશેલી અને ગૃહજીવનમાં ઊતરેલી ભાવના જ અમરપદ પામે છે. કવિ ખબરદારનાં કાવ્યો અને રાસો ચિરસ્થાયી રહેશે તો એ નિયમે જ. × × અને એમના ભાવવૈશિષ્ટ્ય માટે તો પૂછવું જ શું? કવિ ખબરદારની ભાવમયતાને વધામણે ગુજરાતણો આવે છે. એમનાં મંદિર હાથવેંતમાં છે."

**—શ્રીમતી પદ્માવતી દેસાઈ:** વીસમી સદી, તા૦ ૨૨-૧૧-૧૯૩૧